


| | |
|---|---|
| ૬૬, કર્ણાવતી | ૧૯૪૦ |
| ૬૭, સોહાગણ | ૧૯૪૦ |
| ૬૮, કુરુક્ષેત્ર, છઠ્ઠો કાંડ, આયુષ્યનાં દાન | ૧૯૪૦ |
| ૬૯, કુરુક્ષેત્ર, નવમો કાંડ, સહોદરનાં બાણ | ૧૯૪૦ |
| ૭૦, કુરુક્ષેત્ર, સમન્તપંચક અને મહાપ્રસ્થાન | ૧૯૪૦ |
| ૭૧, કુરુક્ષેત્ર, અર્પણ અને પ્રસ્તાવના | ૧૯૪૦ |

## હવે પછી છપાશે

દલપતરામ, ભાગ ૩ જો

વિચારણા, ભાગ ૧ લો

વિચારણા, ભાગ ૨ જો

ધર્મમન્થન, ભાગ ૧ લો

ધર્મમન્થન, ભાગ ૨ જો

ગીતમંજરી, ભાગ ૨ જો

કેટલાંક કાવ્યો, ભાગ ૪ થો

નવાં ઉપનિષદો

શ્રી હર્ષ







૪૩, ઈન્દુકુમાર, અંક ૩ જો ૧૯૩૨
૪૪, કવીશ્વર દલપતરામ, ભાગ ૧ લો ૧૯૩૩
૪૫, ઓજ અને અગર ૧૯૩૩
૪૬, જગત્કાદમ્બરીઓમાં સરસ્વતીચંદ્ર ૧૯૩૩
૪૭, આપણાં સાક્ષરરત્નો, ભાગ ૧ લો ૧૯૩૪
૪૮, કવીશ્વર દલપતરામ, ભાગ ૨ જો, પૂર્વાર્ધ ૧૯૩૪
૪૯, આપણાં સાક્ષરરત્નો, ભાગ ૨જો ૧૯૩૫
૫૦, ગોપિકા ૧૯૩૫
૫૧, કેટલાંક કાવ્યો, ભાગ ૩ જો ૧૯૩૫
૫૨, ગુરુદક્ષિણા ૧૯૩૫
૫૩, પુણ્યકન્થા ૧૯૩૭
૫૪, સ્નાતિકાપર્વની શિક્ષાવલ્લી ૧૯૩૭
૫૫, ન્હાના ન્હાના રાસ, ભાગ ૩ જો ૧૯૩૭
૫૬, મણિમહોત્સવના સાહિત્યબોલ, ભાગ ૧ લો ૧૯૩૭
૫૭, મણિમહોત્સવના સાહિત્યબોલ, ભાગ ૨ જો ૧૯૩૭
૫૮, સારથી ૧૯૩૮
૫૯, લોલીંગરાજ ૧૯૩૯
૬૦, મુંબાઈમાંનો મહોત્સવ ૧૯૩૯
૬૧, કુરુક્ષેત્ર, અષ્ટમ કાંડ, માયાવી સન્ધ્યા ૧૯૩૯
૬૨, મહેરામણનાં મોતી ૧૯૩૯
૬૩, કુરુક્ષેત્ર, તૃતીય કાંડ, નિર્ધાર ૧૯૪૦
૬૪, કુરુક્ષેત્ર, સપ્તમ કાંડ, ચક્રવ્યૂહ ૧૯૪૦
૬૫, કવીશ્વર દલપતરામ, ભાગ ૨ જો, ઉત્તરાર્ધ ૧૯૪૦







| | |
|---|---|
| ૨૦, કુરુક્ષેત્ર, દ્વાદશ કાંડ, મહાસુદર્શન [ ૨ જી આવૃત્તિ ] | ૧૯૨૭ |
| ૨૧, ઉદ્‌બોધન [ ૨ જી આવૃત્તિ ] | ૧૯૨૭ |
| ૨૨, અર્ધશતાબ્દિના અનુભવબોલ [ ૨ જી આવૃત્તિ ] | ૧૯૨૭ |
| ૨૩, સંસારમન્થન [ ૨ જી આવૃત્તિ ] | ૧૯૨૭ |
| ૨૪, વિશ્વગીતા ( ૨ જી આવૃત્તિ ) | ૧૯૨૭ |
| ૨૫, ઇન્દુકુમાર, અંક ૨ જો ( ૨ જી આવૃત્તિ ) | ૧૯૨૭ |
| ૨૬, ન્હાના ન્હાના રાસ, ભાગ ૨ જો [ ૨ જી આવૃત્તિ ] | ૧૯૨૮ |
| ૨૭, ગીતમંજરી | ૧૯૨૮ |
| ૨૮, જહાંગીર-નૂરજહાંન ( ૨ જી આવૃત્તિ ) | ૧૯૨૮ |
| ૨૯, કુરુક્ષેત્ર, ચતુર્થ કાંડ, યોધપર્વણી | ૧૯૨૮ |
| ૩૦, કુરુક્ષેત્ર, પંચમ કાંડ, પ્રતિજ્ઞાદ્વન્દ્વ | ૧૯૨૮ |
| ૩૧, કુરુક્ષેત્ર, એકાદશ કાંડ, શરશય્યા | ૧૯૨૯ |
| ૩૨, કુરુક્ષેત્ર, દ્વિતીય કાંડ, હસ્તિનાપુરના નિર્ઘોષ | ૧૯૩૦ |
| ૩૩, શાહાનશાહ અકબરશાહ | ૧૯૩૦ |
| ૩૪, પાંખડીઓ | ૧૯૩૦ |
| ૩૫, કુરુક્ષેત્ર, દશમ કાંડ, કાળનો ડંકો | ૧૯૩૦ |
| ૩૬, સંબોધન | ૧૯૩૦ |
| ૩૭, દામ્પત્યસ્તોત્રો | ૧૯૩૧ |
| ૩૮, શિક્ષાપત્રી, સમશ્લોકી | ૧૯૩૧ |
| ૩૯, બાળકાવ્યો | ૧૯૩૧ |
| ૪૦, ઉપનિષત્પંચક | ૧૯૩૧ |
| ૪૧, સંઘમિત્રા | ૧૯૩૧ |
| ૪૨, પ્રસ્તાવમાળા | ૧૯૩૨ |







# પ્રેમભક્તિ-ગ્રન્થમાળા

| | પ્રથમાવૃત્તિની સાલ |
|---|---|
| ૧, કેટલાંક કાવ્યો, ભાગ ૧ લો ( ૨ જી આવૃત્તિ ) | ૧૯૦૩ |
| ૨. રાજસૂત્રોની કાવ્યત્રિપુટિ ( ૩ જી આવૃત્તિ ) | ૧૯૦૩-૦૫-૧૧ |
| ૩, વસન્તોત્સવ ( ૪ થી આવૃત્તિ ) | ૧૯૦૫ |
| ૪, કેટલાંક કાવ્યો, ભાગ ૨ જો ( ૨ જી આવૃત્તિ ) | ૧૯૦૮ |
| ૫, ઇન્દુકુમાર, અંક ૧ લો ( ૩ જી આવૃત્તિ ) | ૧૯૦૯ |
| ૬, ન્હાના ન્હાના રાસ, ભાગ ૧ લો [ ૭ મી આવૃત્તિ ] | ૧૯૧૦ |
| ૭, ભગવદ્ગીતા, સમશ્લોકી [ ૩ જી આવૃત્તિ ] | ૧૯૧૦ |
| ૮, જયા—જયન્ત ( ૫ મી આવૃત્તિ ) | ૧૯૧૪ |
| ૯, મેઘદૂત, સમશ્લોકી ( ૩ જી આવૃત્તિ ) | ૧૯૧૭ |
| ૧૦, ઉષા ( ૫ મી આવૃત્તિ ) | ૧૯૧૮ |
| ૧૧, ચિત્રદર્શનો | ૧૯૨૧ |
| ૧૨, રાજર્ષિ ભરત ( ૨ જી આવૃત્તિ ) | ૧૯૨૨ |
| ૧૩, પ્રેમકુંજ [ ૨ જી આવૃત્તિ ] | ૧૯૨૨ |
| ૧૪, પ્રેમભક્તિ—ભજનાવલિ [ ૨ જી આવૃત્તિ ] | ૧૯૨૪ |
| ૧૫, સાહિત્યમન્થન | ૧૯૨૪ |
| ૧૬, વૈષ્ણવી ષોડશ ગ્રન્થો, સમશ્લોકી [ ૨ જી આવૃત્તિ ] | ૧૯૨૫ |
| ૧૭, અમર પન્થનો યાત્રાળુ ( ૨ જી આવૃત્તિ ) | ૧૯૨૫ |
| ૧૮, શકુન્તલાનું સંભારણું [ ૨ જી આવૃત્તિ ] | ૧૯૨૬ |
| ૧૯, કુરુક્ષેત્ર, પ્રથમ કાંડ, યુગપલટો [ ૩જી આવૃત્તિ ] | ૧૯૨૬ |







પ્રેમભક્તિ-ગ્રન્થમાળા

रसो वै सः

# કુ રુ ક્ષે ત્ર

## અર્પણ અને પ્રસ્તાવના

---

ન્હાનાલાલ દલપતરામ કવિ

વિ. સં. ૧૯૯૬ ઈ. સ. ૧૯૪૦

કીંમત સવા રૂપીઓ








પ્રકાશકઃ ન્હાનાલાલ દલપતરામ કવિ,
એલિસ પૂલ, અમદાવાદ

આવૃત્તિ ૧ લી  ૧૯૪૦  પ્રત ૧૨૫૦

| | | | |
|---|---|---|---|
| પ્રથમ કાંડ, | યુગપલટો | રચ્યા સાલ | ૧૯૨૬ |
| દ્વિતીય કાંડ, | હસ્તિનાપુરના નિર્ઘોષ | ,, | ૧૯૨૮ |
| તૃતીય કાંડ, | નિર્ધાર | ,, | ૧૯૩૯ |
| ચતુર્થ કાંડ, | યોધપર્વણી | ,, | ૧૯૨૭ |
| પંચમ કાંડ, | પ્રતિજ્ઞાદ્વન્દ્વ | ,, | ૧૯૨૮ |
| છટ્ઠો કાંડ, | આયુષ્યનાં દાન | ,, | ૧૯૪૦ |
| સપ્તમ કાંડ, | ચક્રવ્યૂહ | ,, | ૧૯૩૯ |
| અષ્ટમ કાંડ, | માયાવી સન્ધ્યા | ,, | ૧૯૩૯ |
| નવમો કાંડ, | સહોદરનાં બાણ | ,, | ૧૯૪૦ |
| દશમ કાંડ, | કાળનો ડંકો | ,, | ૧૯૨૯ |
| એકાદશ કાંડ, | શરશય્યા | ,, | ૧૯૨૯ |
| દ્વાદશ કાંડ, | મહાસુદર્શન | ,, | ૧૯૨૭ |

**કુરુક્ષેત્ર** **મહાકાવ્ય**ના એમ દ્વાદશ કાંડો લખાયા ને છપાયા છે. અને એ મહાકાવ્યનો **સમન્તપંચક** નામનો **ઉપોદ્‌ઘાત** ને **મહાપ્રસ્થાન** નામનો ઉપસંહાર પ્રગટ થયા છે. આમાં એનાં અર્પણ ને પ્રસ્તાવના છપાય છે.

૧૯૨૭ ની સાલ પછી પ્રેમભક્તિ-ગ્રન્થમાળાના પ્રત્યેક ગ્રન્થની પ્રત્યેક નકલ ઉપર કર્તાની ટૂંકી સહી હોય છે.

---

મુદ્રક અને મુદ્રણસ્થાન
**નંદલાલ ચુનીલાલ બોડીવાલા**
સરસ્વતી પ્રીન્ટીંગ વર્ક્સ,
સારંગપુર, **અમદાવાદ.**







**નવયુગના આપણા વાલ્મીકિ**
**કવીશ્વર દલપતરામનાં ચરણારવિન્દોમાંઃ—**

૧

બ્રહ્મર્ષિવંશી બ્રહ્મર્ષિ! પુણ્યશ્લોક! પ્રણામું છું;
યુગારંભના વાલ્મીકિ! મહાકાવ્યે વધાવું છું.

૨

કુળના કુલેશ્વર શુચિ અગ્નિહોત્રની
શિખા સમીપે પ્રથમાક્ષરી ઘૂંટી;
અને ઋચાઓ વર વેદમન્ત્રની
આયુષ્યકુંભે ભરી—સંભરી રટી.

૩

એ જ પવિત્રતા પાળી કાવ્યના શ્લોક શ્લોકમાં;
પુણ્યજ્યોતે પ્રોજ્જવળાવ્યાં હૈયાં ને ધામ લોકનાં.

૪

ને સન્ત સેવી હરિમન્દિરે વસી
સાધુત્વસ્હોતી કવિતાકલા શીખ્યા;
મધુરી ને પાવનકારિણી પળી
ઝગાવી, ચન્દ્રોદય શી, મહાશિખા.







૫

સંશોધી, સફરો ખેડી, કાળવહીની ખ્યાતને;
છાંટી સંજીવની એમ પુરાણા ગુજરાતને.

૬

નવપ્રભાળા ઈતિહાસ સર્જતો
દીઠો ઉગન્તો નવયુગ આભમાં;
ને દીઠ, ગંગાજમનાપ્રવાહ શા,
પ્રચંડ ત્ય્હાં સંગમ કાળવ્હેણના.

૭

પેખ્યું એ આવતું પૂર, પ્રીછયું વેણુ વિધાત્રીનું;
વેદપુરુષના પુત્રે વાળ્યું સૂકાન દેશનું.

૮

સદા ય સાચા યુગસૂત્ર સર્જીને,
ને નિત્યનિત્યે નવમન્ત્ર અર્પીને,
લોકર્ષિ! એ લોકજયન્તી બાનીમાં
ગાયો—ગજાવ્યો નવલોકસંગ્રહ.







૯

ભરીને પૂર્વની સદ્દી ઉભા છો કાળસ્તંભ શા;
અને સ્વર્ગંગના જેવા સેતુ છો યુગસન્ધિના.

૧૦

દસ દાયકા કેરી અખંડજ્યોતની
દલપત્તના વંશની કાવ્યઉપાસના;
પવિત્ર ને પાવનકારી, પુણ્ય શી,
ઈતિહાસ જગનો જયવન્ત ઉચ્ચરે.

૧૧

મેઘ ગાજે એમ ગાજ્યા દેશે કો સાધુસન્ત શા;
કાળ બોલે એમ બોલ્યા આર્ષ બોલ અનન્તના.

૧૨

અન્ધાર ધોતો, નવતેજ વર્ષતો,
ચોખૂટ આ ગુર્જરીને ઉજાળતો,
પ્રારબ્ધવર્ણો, વડી પુણ્યજ્યોત શો,
હતો દિલે દૈવી અખંડદીવડો.

૧૩

સુગન્ધો મ્હેકતાં, સૌમ્ય, નિર્મળાં ચન્દની સમાં,
મોગરાનાં ફૂલ જેવાં, વાણી ને વેણુ આપનાં.







૧૪

વસન્તની વારૂ વસન્તિકા સમાં
દામ્પત્યસ્નેહોભર ગૌરવી ગીતો
વેર્યાં ત્હમે વેણુની સુમધુરપે
ગૃહે ગૃહે ગુણિયલનાં જ સુસ્મિતો.

૧૫

કાવ્યને, કાવ્યકલાને, રસને, વાણીપ્રવાહને,
છાંટીને નિર્મળી આપે કીધાં પુણ્યાળુ તેહને.

૧૬

વાગીશ્વરીનાં વરદાન શું ઝીલ્યાં !
વસન્તનાં સૌરભી ફૂલ શું ખીલ્યાં !
કે મીઠડો મેઘ મીઠાશ વર્ષિયો !
એવાં મધુરાં તમ કાવ્યઅમૃતો.

૧૭

ઊઠતી આળસ મોડી પ્રજાને યુગધર્મનાં,
હૈયાનાં હેત ઢાળીને, પાયાં પીયૂષ કાળનાં.







૧૮

લાકખો મુખે ઉગતી પેઢીપેઢીના
એ ગાઈ ગોખી ભણીને નિરન્તર
પચ્ચાસ વર્ષોભર કુંજકુંજમાં
ગાજી ઉઠી ગુર્જરી તો દિને દિને.

૧૯

ઉઘાડી આંખડી કોક વાંચે ગ્રહયોગ ગેબના;
વાંચતાં ચક્ષુ મીંચેલાં કાળના ગેબી કોયડા.

૨૦

ભણ્યા—ભણાવ્યો ગત ભૂતકાળને,
ઘડ્યો મહામાનસ વર્તમાનને;
ભવિષ્યને ઓળખી ઓળખાવિયોઃ
ત્રિકાળદ્રષ્ટા ઋષિરાજ છો ત્હમે.

૨૧

પીધા ઇતિહાસના અર્કો, નિહાળ્યાં ભાવિનાં થરો;
ઋષિની આર્ષ દૃષ્ટિથી ઉકેલ્યા વિધિઅક્ષરો.







૨૨

વિદુરવર્ણીલું, સુદામસોહતું,
કુન્તા સમું કોમળ માતૃભાવનું,
ને ભીષ્મ શું ભવ્ય ઉદાર પિતૃનું—
હતું એવું મહાકાવ્ય જીવનકાવ્ય આપનું.

૨૩

વદે વેદ મહાશબ્દે ધીરસ્તત્ર ન મુહ્યતિ;
ધીર છો, ગંભીર છો, ને જીત્યાં કાંચનકામિની.

૨૪

ધર્મિષ્ઠ છો સાધુપુરુષ ધીર,
ને ધર્મનાં છે જયકીર્તનો આ;
છો કૃષ્ણના ભક્ત અનન્યભાવી,
ને કૃષ્ણનું ગૌરવગીત છે આ.

૨૫

લોકકલ્યાણનાં કાવ્યો ગાઇ ગાઇ, કવીશ્વર!
પૂર્વની અર્ધી સદીના થયા યુગના યુગેશ્વર.







૨૬

યુગ આથમ્યો, યુગ સરજાવિયો નવો,
ને છે મહાયુગપલટાની ગાથ આ;
મહાનુભાવો તણી આ મહાકથા
મહર્ષિ ! ચરણે તમ શોભશે સદા.

૨૭

દેશવાત્સલ્યના આદિ કાવ્યર્ષિ કાવ્યવાટના !
મહાસંસ્કૃતિઓના ઓ ઋષિ સંગમઘાટના !

૨૮

અનન્ત કાળે અણુ કો ઉછાળિયું,
ને પૃથ્વિએ પાલવ ઢાળી ઝીલિયું;
વિરાટ થઈ સૌરભ એહ ફોરતું :
સુગન્ધ એ પુત્ર પદે સમર્પું હું.

૨૯

બોલે હિમાદ્રિ કે ગંગા, બોલે સાગર ગંભીરા,
તો કુરુક્ષેત્ર શા વિશ્વે જાગે ભણકાર કારમા.

૩૦

ગુફાગુફામાં ભણકાર એ ભરી,
ખીણો ઘૂમાવન્તી, ગજાવી ઝાડીઓ,
આખ્યાન્-ઉપાખ્યાન મંહી ગૂંથી ગૂંથી
ગોરંભતું બ્રહ્મગીતા શું ભારત.







૩૧

સદ્‌ગુણોના મેઘ જેવા ગુરુજી ગુણવન્ત હો !
જ્ઞાન–ભક્તિ–કર્મ–સૌથી ર્હોતા સંસારી સન્ત હો !

૩૨

ઘૂમન્ત ચક્ષુ તમ પૂર્વપશ્ચિમે,
ઈતિહાસફિલસુફી તણા સમન્વયે;
એ ચક્ષુઓ કાળવહી ઉકેલતાં
અર્પ્યાં મ્હને આશિષ વર્ષી–વર્ષીને.

૩૩

ન હોયે ઋણ પૂર્વજનાં પૂર્વજો ન્હોય ત્હેમને;
અર્પીને આ મહાકાવ્ય થવાશે ઋણમુક્ત એ ?

૩૪

પૂર્વાચાર્યો ! શબ્દસ્વામી ! કવીશ્વરો !
પીધાં ત્હમારાં અમી, ઋણી છું ઘણો. ૧૦૦
યત્કિંચિતે આથી વળાતું હોય જો,
માનીશ તો તો મુજ ધન્ય ભાગ્ય, હો !

૩૫

કૃષ્ણે ગાયું, વ્યાસે ગાયું, ગાયું ભીષ્મ પિતામહે;
કુરુક્ષેત્રે ગાયું : એના શબ્દ ગાજે છ નિસ્સિમે. ૧૦૪

ઉત્તરમે, ૧૯૪૦







# પ્રસ્તાવના

## કાંડિકાઓનો અનુક્રમ









મહાકાવ્ય એટલે કાળબ્રહ્મનું ઇતિહાસસ્તોત્ર. વીરવિશેષનાં વીરત્વ ને પુરુષવિશેષનાં પરાક્રમોની મહાગાથા તે મહાકાવ્ય. કાવ્ય શાસ્ત્રના માનવ શબ્દકોશે જગતના સાહિત્યાચાર્યો એને Epic વીરગાથા કહે છે.

રત્નજડિયાની રત્નકલા, આબૂમન્દિરોમાંની શિલ્પકલા, ને ધારાપુરીની મહાભાગ મહાકલાઃ એ કલાત્રિવેણીનો સુભગ સંગમ-ઘાટ તે મહાકાવ્ય.

મહાકાવ્ય એટલે મહાપ્રાણ કાવ્યની મહામૂર્તિ.

## ૨, યુગસન્ધિની વીરગાથાઓ

માનવઇતિહાસના પ્રત્યેક મહાયુગને નિજ અનુભવભંડારેથી એકએક કાદમ્બરી જગતને કહેવાની હોય છે, એકએક પરાક્રમકથા ઉચ્ચરવાની હોય છે. યુગેયુગે કોક પરાક્રમસ્વામી પરાક્રમરમણા ખેલે છે, કોક શબ્દસ્વામી પરાક્રમગાથા ગાય છે. રઘુવીર રામ દક્ષિણાપથની વીરયાત્રા કરી આવે ને આદિકવિ વાલ્મીકિ રામાયણ લખે. રામાયણ રચાયું ત્હારે આર્ય મહાપ્રજા વિન્ધ્યાચળ વીંધીઉલ્લંઘીને દક્ષિણાપથમાં પ્રવેશતી હતી. ત્રેતા ઉતરી દ્વાપર બેસતો હતો ત્હારે એક બ્રાહ્મણ પિતૃઆજ્ઞાએ ક્ષત્રિય થયો, પૃથ્વીને એકવીસ વાર નક્ષત્રી કીધી, અને સમન્તપંચકના પાંચ ધરાઓ પરશુરામે ક્ષત્રિયરૂધિરથી ભર્યા. પછી બ્રહ્માવર્ત તીર્થ થયું. દ્વાપર ઉતરી કલિ બેસતાં મહારથી પાંડવકૌરવોએ કુરુક્ષેત્ર







ખેલ્યું ને મહાકવિ વ્યાસે મહાભારત રચ્યું. કૃષ્ણચન્દ્રે કુરુક્ષેત્રમાં પાંચજન્ય ગજાવ્યો ને કુરુરણસંગ્રામ ખેલાયો એ દ્વાપર ને કલિનો સન્ધિકાળ. હિન્દુપતના આથમતા સૂર્ય સમા વીરમૂર્તિ પૃથ્વિરાજ પાણીપવ રમે, અને સરસ્વતીના લાડીલા ચન્દ બિરદાઇ પૃથુરાજ રાસો ગાય. પીથલની હથ્થકમાન પાણીપતમાં પલટી ત્હારે જગતસંસ્કૃતિઓનો મુગટમણિ, બાર સહસ્રાબ્દિઓના આયુષ્ય વન્તો હિન્દુયુગ આથમતો હતો.

માનવઇતિહાસની મહાસન્ધ્યાઓની કાળકથા તે મહાકાવ્ય. કાળદુંદુભિના પડઘા સમું મહાકાવ્ય અઘોર યુગઘોષણાઓએ ગાજે છે; પરબ્રહ્મના ભેરીનાદ સમું મહાકાવ્ય ત્રિકાળગાજન્તા ભવ્ય પડછન્દવા પાડે છે.

સ્થિતપ્રજ્ઞ મહાકવિની મનીષા વર્ષો પર્યન્ત અક્ષરાવલિઓમાં ઢોળાય ને ઢગલે વળે ને પર્વતદેહ બન્ધાય એ મહાકાય અક્ષરદેહ તે મહાકાવ્ય.

મહાકાવ્ય માત્ર શિખર નથી. વિન્ધ્યાચળ કે હિમાચળ સમું મહાકાવ્ય ગગનમંડળમાં કાંગરા કોરતી ગિરિમાળા છે.







## ૩, જગતનાં વિરાટકાવ્યો ને મહાકાવ્યો

ગ્રીક મહાપ્રજાનું ઇલિયડ, ઇસ્લામયુગનું શાહનામું, અને આપણાં રામાયણ, મહાભારત ને ભાગવત માનવઇતિહાસે નોંધાયેલાં જગતનાં **પંચ વિરાટકાવ્યો છે.** એમણે સંસ્કૃતિઓને સરજી, ગાઈ, ને અમર કીધી. એમના કાવ્યરસના મહામેઘોએ મહાન માનવકલ્યાણો સાધ્યાં. વિરાટકાવ્ય તો કોક સહસ્ત્રાબ્દિએ સહસ્ત્રાબ્દિએ જગતને ક્વ્હારેક સાંપડે. પાસીફિક આટલાન્ટિક ને હિન્દી મહાસાગર, તથા ઉત્તર ધ્રુવસાગર ને દક્ષિણ ધ્રુવસાગર સમોવડા એ છે પંચ અક્ષરમહાસાગરો. સૈકાઓ એમનો તાગ લેવાને મથ્યા, પણ એ અગાધ જ રહ્યા. અને ત્હેમાંય તે મહાભારત એટલે તો મહદાકાશ: એમાં બીજાં બધાં આકાશો સમાય. ૬૦૦૦૦ બએતોનું શાહનામું, ૨૪૦૦૦ શ્લોકોનું રામાયણ, ૧૮૦૦૦ શ્લોકોનું ભાગવત, અને ૨૪ કાંડોનું ઈલિયડ: એ ચારે વિરાટકાવ્યો સવાલક્ષપૂર શ્લોકાવલિના મહાભારતના કાવ્યગગનમાં સમાઈ રહે. વિશાળમાં વિશાળ, કાળનવનીતના મહાનિધિ સમું, શ્રીમદ્ ભગવદ્ગીતા ને શાન્તિ-પર્વ સમાં જેનાં અંગો છે એવું, મહાભારત સમોવડું બીજું વિરાટકાવ્ય માનવઇતિહાસે કે પૃથ્વીના અન્ય કો ભાષાખંડે હજી પ્રગટ્યું નથી. અસંખ્ય કાવ્યસમુદ્રો જેમાં ઠલવાય છે, અને જેનાં કાવ્યામૃત પી પીને કાલિદાસ સમા અમર થયા છે, એવો મહાભારત એટલે કાવ્યમહેરામણ. આ કુરુક્ષેત્રનું મહાકાવ્ય તો એ વિરાટકાવ્યની માત્ર ગુણપૂજા છે.







અને ગિર્વાણગિરાના કાવ્યભંડાર કાલિદાસનાં કુમાર ને રઘુવંશ, માઘનું શિશુપાલવધ, ભારવીનું કિરાતાર્જુનીય, અને શ્રી હર્ષનું નૈષધકાવ્ય એ પંચ કાવ્યમાલાને સંસ્કૃત સાહિત્યાચાર્યોએ **ભારતનાં પંચ મહાકાવ્યો** ભાખેલાં છે. એ કોટિનું પણ આ કુરુક્ષેત્ર મહાકાવ્ય નથી. આ કાવ્યલેખકનાં કંઇક એ કોટિનાં મહાકાવ્ય તે તો એનું વિશ્વપ્રશ્નો ચર્ચતું સંહિતાશૈલીનું નાટક વિશ્વગીતા, અને સુભગ શિવ મંગલના નાટક સમું શ્રાવ્યનાટક ઇન્દુકુમાર.

વળી મિલ્ટનનુ સ્વર્ગપતન અને ચન્દ બિરદાઇનો પૃથુરાજરાસો એવા Epicના અર્થમાં પણ મહાકાવ્ય શબ્દ આપણે ત્‍હાં પ્રચલિત છે. કુરુક્ષેત્રનું આ મ્‍હારૂં મહાકાવ્ય એ Epic કોટિનું મહાકાવ્ય છે, વીર રસની વીરગાથા છે.

પાઠક ! આ વિરાટકાવ્ય નથી; મહાકાવ્ય છે—વીરગાથા છે; યુગપલટાની પરાક્રમકથા છે.







# ૪, મહાકાવ્યની મ્હારી ભાવના

મહાકાવ્ય લખવાની મ્હારી ભાવના ૧૭ની વયથી—ગયા શતકમાં ઈ. સ. ૧૮૯૪ થી જન્મેલી કાવ્યભાવના છે. કવિતા પ્રવેશ કરાવી દલપતે પુત્રને નિજ કાવ્યવારસો સમર્પ્યો હતો. પછી કાવ્યકૌસ્તુભે હીરા પરખાવ્યા. '૯૨માં પ્રવીણસાગરના પ્રબન્ધો ઘૂંટયા હતા. '૯૩માં કાદમ્બરીભાષાન્તર સરસ્વતીચંદ્ર સ્નેહમુદ્રા કુસુમમાળા અભેદોર્મિ ઉત્તરરામભાષાન્તર વાંચ્યાં હતાં. પછી '૯૪ના માર્ચમાં મુંબઈમાં નર્મકવિતા વાંચી,ને કાલકાદેવીના વાંકમાં ઝવેરબાગના દ્વારમેડે નર્મદકુટુંબનાં દર્શને ગયો. ત્યહારે નર્મદના પ્રેમશૌર્યના મન્ત્રોચ્ચાર ઉપરથી પ્રેમભક્તિનું કાવ્યોપનામ લીધું; ત્યહારે મહાકાવ્ય લખવાનો મનોરથ જાગ્યો; ત્યહારે મહાકાવ્યને યોગ્ય મ્હાછન્દની શોધે ચ્હડયો. એ માર્ચમાં ૧૭મું ઉતરી ૧૮મું વર્ષ બેસતું હતું. બેત્રણ મહાકાવ્યો નર્મદે લખવાં આદરેલાં, પણ આદરમાં જ અધૂરાં રહેલાં દીઠાં હતાં. નર્મદે પણ મહાકાવ્યને માટે મહાછન્દનું સૃજનશોધન માંડયું હતું ને અખતરાઓ કીધા હતા. દલપતપુત્રનું એ નર્મદઋણ.

કવિતાદીક્ષા પિતા દલપતે દીધી; મહાકાવ્યની ભાવના કાકા નર્મદે દીધી. ઈતિહાસ અખંડ વહેણે વહે છે.







# ૫, મહાછન્દની શોધમાં

મહાછન્દની શોધમાં ચ્હડયા પછી કુદરતખોજન્તા રસાયન શાસ્ત્રીની પેઠે આ કાવ્યકલાશાસ્ત્રીએ પ્રયોગપરંપરા શરૂ કીધી. દલપતના મનહર ને સવૈયા, નર્મદનો રોળા છન્દ અજમાવી જોયા; સન્તોષ ન થયો. સ્નેહમુદ્રાની પેઠે અંત્યાનુપ્રાસવિહોણા ઉપજાતિ વૃત્તમાં એક અડધેરોક કાંડ લખીને જ પડતો મૂકયો. નૈમીષારણ્યની ઋષિમંડળીની મહાવાર્તાના થોડાક અનુષ્ટુપો આદર્યા ત્યહાં જ અધૂરા રહ્યા. વિધવિધની પ્રયોગદશામાં એમ ચારેક વર્ષો વીત્યાં, ને ૧૮૯૮નો ફાલ્ગુન માસ બેઠો. પૃથ્વીને મેઘાડમ્બરના ભારરૂંધણ ઘેરી વળે એવા એવે અણઉથાપાતા વિધિયોગના ભવભાર હૈયારૂંધણે ઘેરી વળ્યા, વિધિનિર્માણના વજ્રકોટ સ્હામે આયુષ્ય અફળાયું, અને આતમઆભમાં ચેતનદબાણ કારમું જામ્યું. પછી એ ફાલ્ગુણી દશમી કે એકાદશમી ચન્દ્રઉજળી વસન્તતિથિએ, દલપતઅવસાનતિથિ પૂર્વે કંઈક ત્રણેક અઠવાડિયે, સ્વાતિની મેઘધારાઓ વરસે, કે ઉછળતો પાતાળકૂવો ફૂટે, કે સ્વયંભૂ કો નવજ્યોતિર્લિંગ પ્રગટે એમ, સહસા સ્વયંભૂ અણચિન્તવી, પ્રેરણાની ફૂવારાધારા સમી, ડોલન શૈલી પ્રગટી નીકળી; જાણે કાવ્યકલાની ફોરમતી ફૂલઝરણી.

એકવીસ વર્ષના એક ગુજરાતી જુવાનડાએ ૨૨૦૦ વર્ષના શ્રી પિંગળાચાર્યના ચક્રવર્તીત્વની સ્હામે બળવો કીધો.







ત્ય્હારે હું બી. એ. ના પ્રથમ વર્ષમાં ભણુતો હતો. સંસ્કૃત લેશે આવડતું નહિ, અને ઇંગ્રેજી કાવ્યસાહિત્યનો અભ્યાસ આદિકાળનો અલ્પ હતો. વ્યાસવાલ્મીકિ નામો હતા. શેક્ષપીયર ને શેલી સાંભળ્યા હતા, દીઠા ન હતા. તો જગત્ સાહિત્યનો કાવ્યાભ્યાસ તો ક્ય્હાંથી જ હોય? મિલ્ટનની ને ટેનીસનની ઇંગ્રેજી Blank Verse ભણી વાંચી વિચારી હતી, અને એવું કંઇક ગુર્જર કાવ્યસાહિત્યે શોધવાસૃજવાનો મનોરથ હતો. પણ ઇતિહાસ કહે છે ને કે 'નવી દુનિયાં'નો મહાશોધક કોલમ્બસ ટાપૂઓનાં દર્શન કરીને યૂરોપે પાછો ફર્યો હતો, અમેરિકા ખંડના ભૂમિભાગે પાયે એણે પાડયો નથી. મ્હારે પણ કંઇક એવું થયું. ઇંગ્રેજી બ્લેન્ક વર્સનો ગુર્જરાવતાર શોધવા જતાં ડોલન શૈલી સાંપડી. '૯૮ની વસન્તમાં ઇન્દુકુમારનું મહાકાવ્ય આરંભાયું, ને વર્ષામાં વસન્તોત્સવ રચાયો ને છપાયો. એમ ઇન્દુકુમારના આરંભકાળે ૨૨૦૦ વર્ષથી છન્દશાસ્ત્રચક્રવર્તી પિંગળાચાર્યથી પર ડોલન શૈલી ગુર્જરકાવ્યદેશે જન્મી.

સહુ શાસ્ત્રવિદોને બહુધા દર્શન પહેલું થાય છે, જ્ઞાન પછી થાય છે. પ્રથમ સિદ્ધાન્તદર્શન ને પછી પૃથક્કરણ કે વર્ગીકરણ કે સમગ્રીકરણ–બુદ્ધિવ્યાપાર ને શાસ્ત્રીય જ્ઞાન. મ્હારે એવું થયું હતું. મહાછન્દનાં દર્શન પહેલાં થયાં હતાં, મહાછન્દનું શાસ્ત્રીય જ્ઞાન પછીથી થયું.

તે પછી બેત્રણ વર્ષે શ્રીમદ્ ભગવદ્‌ગીતાનાં દર્શન થયાં. પ્રથમ દર્શને જ વિરાટદર્શનનો અધ્યાય વાંચ્યો, મંહીના પિંગ-







ઊપર આર્ષ છન્દો આશ્ચર્યભાવે દીઠા. પછી ગીતાભાષાન્તર કરતાં ભાષ્યવિવરણોમાંની ઉપનિષત્મંત્રાવલિઓ વાંચી ને થયું કે પિંગલપરનાં કાવ્યાકાશોમાં હું એકલપ્રવાસી નથી, ગીતા ઉપનિષદના મન્ત્રદ્રષ્ટા ઋષિવરોનો મ્હારે સમર્થ સંગાથ છે.

પછી એમેરિકાની સ્વાતન્ત્ર્યઘોષણા સમા કવિવર વોલ્ટ વ્હીટમેનનાં Grass Leaves વાંચ્યા, ને એડવર્ડ કારપેન્ટરની Towards Democracyને દીઠી. ને જાણ્યું કે એ શૈલીને ઇંગ્રેજીમાં નિર્બન્ધ ચરણાવલિ–Free Verse કહે છે.

પછી 'જગત્કાદમ્બરીઓમાં સરસ્વતીચંદ્રનું સ્થાન' નિર્ધારવાને અવસરે ફ્રેંચ સાહિત્યવિકાસના ઇતિહાસો વાંચ્યા, ત્ય્હાંની Romantic School વિશે જાણ્યું, ને ફ્રેંચ પિંગળપર Vers Libre ને દીઠી. ઓશિયન તો હજી આજે યે વણવાંચેલો છે.

દરમિયાન ૧૯૦૯માં ઇન્દુકુમારનો પહેલો અંક છપાયો, અને ડોલન શૈલીની મ્હારી સિદ્ધાન્તસૂત્રાવલિ એ ગ્રન્થના આમુખસ્થાને છપાઈ.

અને એક પ્રભાતે ભાઈ શ્રી કરીમ મહમ્મદ માસ્તરના કલમાભાષ્યમાં વાંચ્યું કે અરબી ભાષામાંના મૂળ કુરાનનો મહાગ્રન્થ ન્હાનલશાયી ડોલન શૈલીમાં લખાયેલો છે.




અને પછી મુંબાઈ પ્રાર્થનાસમાજના ગ્રન્થભંડારમાંથી એક ગ્રન્થ હાથે ચ્હડ્યો, ને તે હતો લ્યૂથરના પુરોગામી, ૧૩મી સદીના મઠવાસી ખ્રીસ્તી સાધુ કેમ્પીસના થોમસરચેલા Imitations of Christ—ખ્રીસ્તઅનુસરણ નામના લેટિન ગ્રન્થનો મૂળને અનુસરતો ઇંગ્રેજી Rhythmic—ડોલન શૈલીનો ભાષાન્તર-ગ્રન્થ. એ ગ્રન્થનાં ગદ્યભાષાંતર સુલભ છે, ડોલન શૈલીમાંનું ભાષાન્તર સુલભ નથી. ત્ય્હારે જાણ્યું કે લેટિનમાં Rhythmic શૈલી ૧૩મા સૈકામાં લખાયેલી છે.

અને છેલ્લે છેલ્લે બાઇબલની Higher Criticismમાં વાંચ્યું કે હિબ્રૂ ભાષામાં પિંગળશાસ્ત્રની છન્દનિયમાવલિ નથી, ને મૂળ હિબ્રૂ બાઇબલ Parallalism—પેરેલેલીઝમ શૈલીમાં, સમાન્તર કે સમતુલા શૈલીમાં, લખાયેલું છે.

ગીતા ઉપનિષદ સંહિતામાંના પિંગળપર છન્દો આર્ષ છન્દો કહેવાય છે; ઈંગ્રેજી અમેરિકન પિંગળપર શૈલીને Free Verse કહે છે; ફ્રેંચ પિંગળપર શૈલીને Vers Libre કહે છે; કુરાને શરીફમાંની Rhythmic કડીઓ આયાતો બોલાય છે; બાઇબલમાંની સમતુલાશૈલીના ખડો Verse ગણાય છે; ગુજરાતીમાં આપણે એને ડોલન શૈલી કહીએ છીએ. ડોલનશૈલી જન્મ્યા પછીના પાએક સદીનાં આવાં અધ્યયન મનને જાણ્યું કે સંસ્કૃતમાં ઈંગ્રેજીમાં ફ્રેંચમાં લેટિનમાં અરબીમાં

હીબ્રુમાં–જગતસાહિત્યના અનેક કાવ્યખંડોમાં Rhythmic ડોલનશૈલી સૈકાઓથી પ્રચલિત છે.

આ તો વળી પાછી પેલા વાળી વાત થઈ. અમેરિકા ખંડ : યૂરોપઅજાણ્યો હતો; પણ એલાસ્કાની સ્હામી પારે, બહેરીનની સામુદ્રધુનીના પશ્ચિમકાંઠે વસતા એશિયાવાસીઓને તો સૈકાઓથી જાણીતો હતો.

વસન્તોત્સવ છપાયા પછી ગુજરાતી સાક્ષરમંડળમાં ડોલન શૈલી સ્હામે વિરોધ જાગ્યો, તેમ ત્હેને અનુસરનારાંઓ પણ નીકળ્યાં. ડોલન શૈલીમાં લાંબાં કાવ્યો લખાયાં, એક યુવતિએ તો ઈન્દુકુમાર સમું એક નાટક લખ્યુંછપાવ્યું. ડોલનશૈલી દેશ વિખ્યાત થયા પછી વીશેક વર્ષે ૧૯૧૯–૨૦માં એક કવિબન્ધુએ એનું નકારાત્મક સ્વરૂપ ઓળખ્યું, ને ડોલનશૈલીનું નકારાત્મક નામ પાડ્યું અપદ્યાગદ્યઃ સાચું, પણ નકારાત્મક. ડોલનશૈલી પદ્ય નથી, ગદ્ય નથી. કબીરજી કહે છે તેમ

હે–નાંહીકે બીચમેં જો કછુ હય સો હય.

તે પછી એક દાયકે–૧૯૨૮માં એક પ્રોફેસરે ઈંગ્રેજી Blank Verse સમી ડોલનશૈલીની સફળતા નિરખી, અને જનતાને કહ્યું કે

'પદ્ય નથી; પણ અંગ્રેજીમાંના બ્લેન્ક વર્સ જેવા પદ્યની લગભગ બધી જ મોહકતા, બધી જ હલન ચલન ને વલણની




શક્તિઓ કવિનું અપદ્યાગદ્ય પ્રત્યક્ષ કરાવે છે એ હજી સુધી પૂરેપૂરૂં ન સ્હમજવામાં ગુજરાતના વિવેચનની અપૂર્ણતા છે.'

અને તે પછી યે એક દાયકે, ૧૯૪૦માં ગુજરાતના વિતંડાવાદોથી પર એક વાસ્તવવાદી સંસ્કૃતના પ્રોફેસરે કહ્યું હતું કે 'જ્યહારે જ્યહારે આ મહાકાવ્યમાં પર્વણીની ભરતી ચ્હડે છે, ત્યહારે ત્યહારે ડોલન શૈલીમાં અનુષ્ટુપના ભણકારા સંભળાય છે.'

દાયકે દાયકે ડોલન શૈલીને યે એમ ભરતી ચ્હડી છે.

ચાર દાયકાનો મ્હારો અનુભવ કહે છે કે ડોલન શૈલીના વિરોધીઓ ને પ્રસંશકો વિરોધ કે પ્રસંશા અધૂરા અભ્યાસે માંડી બેસે છે. ૧૯૦૯ માં ઇન્દુકુમારમાં છપાયેલી ૩૦ વર્ષજૂની ડોલન શૈલીની મ્હારી સૂત્રાવલિમાં Positive ને Negative બન્ને પ્રકારનાં શૈલીસૂત્રો છેઃ કવિતાને ગેયતાની અનાવશ્યકતા સિદ્ધ કરી છે, તેમ જ ડોલન શૈલીના ચરણવિભાગનો Syntexual principle—વાકયવિન્યાસાનુસારી સિદ્ધાન્ત એ ઉપોદ્‌ઘાતમાં સ્થાપેલો છે. કોણે કોણે એ બન્નેયને પ્રીછ્યાં-પારખ્યાં? ને પછી વિરોખ્યાં કે પ્રસંસ્યાં? અધૂરાં અધ્યયનનાં વિરોધ કે પ્રસંશાનાં મૂલ કેટલાંક વારૂ?

ખરૂં; ડોલન શૈલી અધૂરી છે. અને એ અધૂરપમાં એની મધુરપ છે, હૃદયના ને કાવ્યહૃદયના ખંડખંડમાં વિચરતી એની







મુલાયમતા છે. એથી અધિકો ભાવવાહી મહાછન્દ શોધાશે ત્હારે ડોલન શૈલી હારશે.

ગુજરાતખોળે ડોલન શૈલી જન્મ્યે આજ ૪૨ વર્ષનાં વ્હાણાં વાઇ ગયાં છે. કાળની પાંખ વિજળવેગી છે, આંખ મીંચી ઉઘાડિયે ત્હાં વર્ષોનાં વ્હાણાં વીતે છે. પાંચ દાયકાથી ડોલન શૈલી ગુર્જરકવિતાનું મહાઅંગ થઈ રહી છે. આજે ડોલન શૈલી વિરોધ કે પ્રસંશાથી પર છે. આપણા કાવ્યદેશની એ પિંગળપર સ્વતન્ત્રતા સરસ્વતી ને સ્વતન્ત્રતા જેટલી ચિરંજીવ છે.

શેક્ષપીયર પછી બ્લેન્ક વર્સનો સ્વામી મિલ્ટન કેટલે વર્ષે જાગ્યો હતો ? ને મિલ્ટન પછી મિલ્ટન સમોવડિયો બીજો કિયો ?

આમ ઇન્દુકુમારના આદરઅવસરે, ૧૮૯૮ ની વસન્તમાં, મ્હને મ્હારો મહાછન્દ જડ્યો; અને એ જ સાલની વર્ષામાં વસન્તોત્સવ રચીછપાવીને ગુજરાતને તે સમર્પ્યો. વસન્તોત્સવના મુખપૃષ્ઠ ઉપર ત્હારે મુદ્રામન્ત્ર છપાયો હતો કે

આકાશના ઉમ્મર ઓળંગી<br>
કંઇ અવનવું તેજ ઉતરતું.







# ૬, મહાકાવ્યનું વસ્તુનિર્માણ

મહાકાવ્યને કાજે મહાછન્દ તો યથાશક્તિમતિ સાંપડયો. પણ ભવ્ય, પરાક્રમશાળી, માનવઈતિહાસપ્રશસ્ત, મહાકાવ્યના વસ્તુની મહાવાર્તાની વરણી એથી યે કપરી નીવડી. મહાકાવ્યનું વસ્તુ યે મહાકાય હોય. મહાછન્દ શોધતાં ચાર વર્ષ લાગ્યાં; મહાકાવ્યના વસ્તુનિર્માણે ૩૨ વર્ષ લીધાં. ભારતવર્ષમાં આર્યયુગના ઉદયકાળની, આશરે ઇ. સ. પૂ. ૬૦૦૦–૭૦૦૦ વર્ષ ઉપરની મહાવાર્તા, એરિયા–આર્યભૂમિને આંગણે ઈરાનવાસી આર્યબન્ધુઓથી છૂટા પડી, એ બન્ધુવરોનાં આશિષભાવ લેઈ, સપ્તસિન્ધુના પ્રદેશમાં ભારતવાસી આર્ય મહાપ્રજાએ પ્રથમ પગલાં કીધાં એ યુગકથાનાં એક વેળા આકર્ષણ આવતાં; તો બીજી વેળા આર્યયુગના અસ્તકાળની ઇતિહાસકથા, પરાક્રમપુરુષ પૃથ્વિરાજ ચોહાણની વીર શૃંગાર કરુણ રસો છલકાતી હિન્દુપતની પૂર્ણાહુતિની અઘોર કાળવાર્તાનાં કાવ્યામન્ત્રણ આવતાં. ચન્દરાસાનો થોડોક મૂળભાગ ને આખું ગદ્યભાષાન્તર ત્ય્હારે હિન્દીમાં અવલોકયાં ને સ્હમજાય એટલું સમજ્યો. પરદુઃખભંજન શકવર્તી વિક્રમાદિત્યનો યશધ્વજી પરાક્રમયુગ–કાલિદાસનો કવિતાયુગ, ભર્તૃહરીગોપીચન્દનો વૈરાગ્યયુગ, રાજમાતા મેનાવતી ને રાજરાણી પિંગળાનો યુગ, ઉજ્જયિનીનો મધ્યાહ્નયુગ, પરચક્રના પરાભવ યુગનાં આકર્ષણ પણ કંઇક કાળ બળવત્તર હતાં. ઇશુ ખ્રીસ્તના જીવનવૃત્તાન્તમાં ૧૨ થી ૩૦ વર્ષની વયને ખ્રીસ્તી ઈતિહાસકારો







પયધમ્અરનો મૌનકાળ કહેછે.એ અઢાર વર્ષનાં અઢાર પર્વ પાડી,એરિયા (આર્યભૂમિ), કમ્બોજ (કન્દહાર), તક્ષશિલા, કાશ્મીર, કૈલાસ, માનસરોવર, સિન્ધુ ગંગા જમના બ્રહ્મપુત્રાનાં જન્મતીર્થો ને લ્હાસાના બૌદ્ધ મઠોની ધર્મયાત્રાનું, પૃથ્વીના પરમ સૃષ્ટિસૌન્દર્યભરપૂર, યાત્રા-કાવ્ય રચી એશિયાના જોગન્દર એ પરમ નૈષ્ઠિક બ્રહ્મચારીના મૌનકાળને બોલતો કરવાના કોડ ઘડીક થયા હતા, અને એને અંગે બાઇબલનો કંઈક અભ્યાસ કીધો હતો. લખાયું હોત તો રામાયણમહાભારતકોટિનું એ મહાકાવ્ય ન થાત, શ્રીમદ્ ભાગવતકોટિનું થાત. બુદ્ધ ભગવાન, Light of Asia, ને અશ્વઘોષ દૃષ્ટિબહાર ન હતાં. ધમ્મપદ ને અશ્વઘોષનાં ઇંગ્રેજી ભાષાન્તરો જોયાં હતાં. એવામાં મ્હારા જ આયુષ્યકાળમાં રામાયણ ને મહાભારત પૃથ્વીપગથારે જાણે ફરી ખેલાયાં. ૨૦ માં સદીના બ્રહ્મમુહૂર્તમાં જ ચાર સદીઓથી જગત જીતવાને ચ્હડેલાં યૂરોપી કાળપૂરને અવરોધતાં ને પાછાં વાળતાં મુકડન પોર્ટ આર્થર ને સુશીમાના મહાસંગ્રામો જાપાન જીત્યું, અને ચારેક સદીઓની ચ્હડી ભરતી ભાગી પડી. પછી ૨૦માં સદીનું સ્હવાર પડતાં તો માનવઇતિહાસઅદ્વિતીય યૂરોપી જાદવા-સ્થળી ખેલાઈ. અશોકયુગ, હર્ષયુગ, મુગલયુગના અભ્યાસ થયા, અને યુગયુગનાં પર્વ સમાં થોડાંક નાટકો લખાયાં. મહાકાવ્યના વસ્તુશોધનને અંગે Orion–મૃગશીર્ષથી પાંડીને શિવાજી મહારાજ અને મહર્ષિ દયાનન્દ સરસ્વતી પર્યન્તના યુગયુગા-







ન્તરોના પ્રધાન ઈતિહાસપર્વો ને ઇતિહાસગ્રન્થો વંચાયા–વિચારાયા. Decisive Battles of the World અને Decisive Battles of India વિસારાયાં ન હતાં. વ્યૂહ-રચનાના ને વ્યૂહખેલનાના પાઠ એ ગ્રન્થોએ પઢાવ્યા. મહારાષ્ટ્ર કેસરી શિવાજી મહારાજના પ્રતાપગઢના હલ્લાની વ્યૂહરચના નકશાઓ સાથે સાંગોપાંગ મરાઠીમાંથી ભણાઈ હતી. એવી એવી મ્હારી હતી અનેકદેશીય કાળબ્રહ્મની બ્રહ્મોપાસના.

માનવવંશની મહાગાથાની ઇતિહાસમીમાંસાના પરિશીલનને પરિણામે મ્હારા સાહિત્યમાનસમાં ઇતિહાસનાં તેજ ઉતર્યાં અને કેટલાંયેક ઐતિહાસિક મહાસત્યોનાં કાળનવનીત લાધ્યાં. મ્હારી વ્યાખ્યાનમાળાના નિરનિરાળા મણકાઓમાં માનવકથાનાં એ મહાસત્યો પછી ઉચ્ચારાયેલાં છે.

ક, બારેક સહસ્રાબ્દિઓનાં આયુષ્યવન્તી આર્યસંસ્કૃતિ જગતસંસ્કૃતિઓમાં પરમ દીર્ઘાયુષી અને પરમ વિશ્વકલ્યાણક સંસ્કૃતિ છે.

ખ, આર્યવંશ આજે પૃથ્વીપથરાયેલો છે.

ગ, સિકન્દરથી નેપોલિયન ને બીજા કયસર સુધી, દારા જંગીસ ને તૈમૂરઃ એશિયા ને યૂરોપના જગતઇતિહાસનું કેન્દ્ર ભારતવર્ષ છે. 'પૂર્વપશ્ચિમનાં પલ્લાંની દાંડી ભારત છે.' (ઈન્દુ-કુમાર, અંક ૧લો, ૧૯૦૯.)







૬, આર્યસંસ્કૃતિનાં તેજપડછાયાઓ દેશદેશાન્તરમાં છે, પણ એનું મૂળભૂત આર્યસ્વરૂપ, હવેલીના ખંડેર સમું, આજે આર્યાવર્તમાં છે.

૭, માનવઇતિહાસનો ભીષણમાં ભીષણ શબ્દ છે કુરુક્ષેત્ર. પાંચપાંચ વાર ૧/૬ માનવવંશનું ભાગ્ય કુરુક્ષેત્રે ઘડયું છે. કુરુક્ષેત્રે ઇતિહાસો ઘડયા છે ને યુગપલટાઓ સરજ્યા છે એટએટલા ઇતિહાસો ને યુગપલટાઓ પૃથ્વીપડના કોઈ અન્ય રણક્ષેત્રે ઘડયાસરજ્યા નથી.

એ સૂત્રપંચકે પછી આખરી નિર્ધાર નિર્ધાર્યો. પાંડવકૌરવની મહાકથા નવયુગના નવઅવતારે કહેવી, અને એ મહાકાવ્ય-વીરગાથાનું નામ યુગયુગવિખ્યાત છે એ જ કુરુક્ષેત્ર રાખવું એવો સારસ્વત સંકલ્પ થયો.

પછીની શારદસિદ્ધિ તે આ કુરુક્ષેત્રનું મહાકાવ્ય.

આ વિરાટકાવ્ય નથી, મહાકાવ્ય–વીરગાથા છે; આ મહાસાગર નથી, સમુદ્ર છે; આ આકાશ નથી, મેઘ છે–પણ પર્વતપંખાળા પુષ્કરાવર્ત્તકના મેઘ હોય તો ધન્યભાગ્ય.

સૌની યે જગત્યાત્રા ઘરઆંગણેથી આરંભાય છે.




## ૭, આ કુરુક્ષેત્ર મહાકાવ્યનો આરંભયોગ

એમ કરતાં કરતાં દાયકાઓ વીત્યા. અને પછી ૧૯૨૬ ના ભાદ્રપદમાં મુંબઇના વૈષ્ણવી મ્હોટા મન્દિરમાં દયારામજયન્તિનો ઉત્સવ ઉજવાયો, અને મ્હને ત્ય્હાં ન્હોતર્યો. એ જયન્તિસમારંભમાં એક ઇતિહાસબોલ કહ્યો કે વલ્લભસંપ્રદાયીઓ બાલકૃષ્ણના ઉપાસકો છે એટલે ગોકુળવૃન્દાવનના બાલકૃષ્ણને પ્રીછેપૂજે છે, હસ્તિનાપુરકુરુક્ષેત્રના કૃષ્ણચન્દ્રને એટલું પ્રીછતાપૂજતા નથી; ભાગવતમાંના શ્રી કૃષ્ણને નખશિખ ઓળખે છે, મહાભારતમાંના શ્રી કૃષ્ણને ઓછું પિછાને છે; શરત્પૂર્ણિમાનો બંસીબોલ સાંભળ્યો છે, કુરુમંડળમાંનો શંખનાદ એટલો સાંભળ્યોઝીલ્યો નથી. સમસ્ત કૃષ્ણજીવન એટલે પૂર્વકૃષ્ણ ને ઉત્તરકૃષ્ણનો સારસમન્વય. એ મ્હારો વ્યાખ્યાનબોલ પછી મ્હારે હૈયે પણ વાગ્યો; અને સતત એક પ્રશ્નટંકાર હૈયામાં અખંડ ગાજ્યાં કરતો કે ગુર્જરદેશે પચ્ચીશેકની વયે પધાર્યા પછીના એકસોએક વર્ષના આયુષ્યયુગમાં ગુજરાતને સાગરકાંઠે શ્રી કૃષ્ણચન્દ્રનો આત્મવિકાસ શો થયો? વાંચતાં ને લખતાં, મુંબઈમાંનાં સાગરતીરે ને ટેકરીશિખરે, સાગરદર્શનસોહામણા ઝૂલતા બગીચામાં, એ જ ઇતિહાસપ્રશ્ન આવી આવી આંખમાં અથડાતો; ડુંગરને જળને તેજને આભને એ જ પ્રશ્ન પૂછાતો. પછી '૨૬ ના શ્રાદ્ધપક્ષની એક સન્ધ્યા હતી; ચોપાટીના ડુંગરછેડે વિશાળો સાગરપગથાર નિહાળતો બેઠો હતો; મસ્તકકુંભમાં એનો એ જ પ્રશ્નટંકાર ટકોરા મારતો




હતો; કાળલહરીઓ સમી સન્મુખે સાગરલહરીઓ ઝીણી પગલીએ લહરતી હતીઃ ત્ય્હાં કાળનો ઉત્તર જડયો ને પ્રેરણા પલકાર સમો ઇતિહાસનો કોયડો ઉકલ્યો. આઘેઆઘેના ઉંડા સાગરતલમાંથી જાણે તરી આવતો હોય એવો ગેબનો ઉત્તર એ હતો કે ગુજરાતના સાગરતીરે વસીને શ્રી કૃષ્ણચન્દ્ર સરોવર મટી સાગર થયા. આયુષ્યઅવધિમાં એક સદીભર સાગરવાસ કરીને, સાગરઘોષણાના પ્રેરણામન્ત્રો ઝીલી ઝીલીને, 'કૃષ્ણચન્દ્ર સુન્દર મટી ભવ્ય' થયા, 'શ્રી ગોકુળેશમાંથી કુરુક્ષેત્રવિધાતા' થયા. અને 'એ સુન્દર અને ભવ્ય ઉભય સ્વરૂપો रसो वै सः ના જ નિરનિરાળા અવતાર છે.' પછી તરત આસો માસની નવરાત્રિનાં શરદઅજવાળિયાંઓમાં આ **કુરુક્ષેત્ર મહાકાવ્યનો** આરંભ થયો, પ્રથમ કાંડ લખાયો, ભરૂચની સાહિત્યસભાના શરદુત્સવમાં વંચાયો,ને 'ગુજરાતી'ના દીપોત્સવી અંકમાં છપાયો.

૧૮૯૪ની વસન્તમાં જન્મેલા મહાકાવ્યના મનોરથે ૩૨ વર્ષ સૂધી ઘૂંટાઈ ઘૂંટાઇને–વાગોળાઈ વાગોળાઇને ૧૯૨૬ ની શરદમાં મૂર્ત સ્વરૂપ ધાર્યું. ૩૨ વર્ષનું એ મહામનોમન્થન.

એ પછી છએક માસે ૧૯૨૭ના એપ્રિલમાં, શકવર્તી શાલીવાહનની ચૈત્રી પડવાની ઈતિહાસયશસ્વી તિથિએ, મ્હારા સુવર્ણ મહોત્સવના શારદપ્રસંગે, મુંબઈનગરીની ગુર્જરજનતાને પણ કુરુક્ષેત્ર મહાકાવ્યના એ જ પ્રથમ કાંડની ઉદ્‌ઘોષણા કીધી હતી. કોક જ ત્ય્હારે સ્હમજ્યું ભાસતું કે ગુર્જર કાવ્યખંડે મહાકાવ્યનો







જન્મ થઇ ચૂકયો છે. જાહેરમાં ને ખાનગીમાં, ત્હારે અને પછી, મ્હને સાહિત્યસૂચન થતાં કે 'કવિ હવે ગુજરાતને એક મહા-કાવ્ય આપો.' એ વિદ્વન્મિત્રોના સદ્ભાવને હું સન્માનતો, પણ એમની કાવ્યદૃષ્ટિના દૃષ્ટિસંકોચને મનમાં મનમાં હસતો.

પછી '૨૭ના મે માસમાં માથેરાનશિખરે આ વીરગાથાનો છેલ્લો–૧૨મો મહાસુદર્શનનો કાંડ લખાયો, અને જૂલાઈમાં છપાયો. ત્હારે એકે એની ભવ્યતા પ્રીછીપારખી ને '૨૮માં લખ્યુંછાપ્યું કે 'જુઓ, કવિ પિતૃલોક બતાવે. એ બતાવવાની શક્તિ કવિઓના કવિઓની હોય.' 'જાણે કોઈ પુરાણા યુગનો ડિમોસ્થિનિસ કે સિસેરો બોલતો ન હોય! જાણે કુરુક્ષેત્રમાંથી પિતામહના સૂર સંભળાતા ન હોય!' 'નાનાલાલ કવિની કવિતાનો પણ આ યુગપલટો છે.' 'મિલ્ટન અને ડાન્ટે જેવામાં જ જોઇ શકાશે મહાસુદર્શનની નરી ભવ્યતા.' અને છેલ્લે છેલ્લે એ હર્ષઉમંગીલાએ અતિશયોકિત ઉચ્ચારી કે 'મહાસુદર્શનનાં વિરાટદર્શન ભગવદ્ગીતાનાં વિરાટદર્શનને ભૂલાવે એવાં છે.'

ગુજરાત છેક કાવ્યદૃષ્ટિસૂનું નથી. પણ જગતે વ્યાસ કાલિદાસો વિરલા તો નીલકંઠમલ્લીનાથો એથી યે વિરલા.







## ૮, માનવઇતિહાસનો પરમ ભીષણ શબ્દ

માનવઇતિહાસનો અઘોરમાં અઘોર શબ્દ કિયો ?

માનવઈતિહાસનો અઘોરમાં અઘોર શબ્દ છે કુરુક્ષેત્ર.

૨૩મી જાનેવારી ૧૯૨૭નો મુંબઈનગરીમાંનો મ્હારો વ્યાખ્યાનબોલ છે કે 'કુરુક્ષેત્ર સમું રણમયદાન જગતભરમાં બીજું નથી. કુરુક્ષેત્ર એટલે ૧/૬ મનુષ્યજાતિનું પાંચપાંચ વેળાનું મસાણ.

'૩૩ કરોડ જનતાનું પાંચ પાંચ વાર ભાગ્યવિધાન અન્ય રણમયદાને પૃથ્વીપગથારમાં તો કીધું નથી.'

'કુરુક્ષેત્રનાં પલ્લાંમાં ભૂગોળના ભાર જોખાયા છે.'

ધર્મક્ષેત્ર કુરુક્ષેત્ર મહંકાળેશ્વરનો બોલ છે. એ કાળબોલ સાંભળીને ટ્રાય થર્માપિલિ ને આરબેલાથી માંડીને વોટરલૂ ને મૂકડન, ટ્રફાલ્ગર ને સૂશીમા, પોર્ટ આર્થર ને વરડૂન કાળગર્જના સમીપે સિંહગર્જના સમોવડાં ભાસે છે. જગતના અન્ય મહા-રણક્ષેત્રો ગંગા સિન્ધુ બ્રહ્મપુત્રાનાં મહાપૂરો સમાં છે; કુરુક્ષેત્રની કાળહાકલ મહાશબ્દ સાગરઘોષણા સમોવડી છે.

'કુરુક્ષેત્રની ઉદ્ઘોષણા એ મહાકાળની ઉદ્ઘોષણા. ભારતના ભૂતકાળનો એ ભાગ્યોચ્ચાર.'

કુરુક્ષેત્ર એટલે કાળનો કારમો બોલ.







## ૯, રચનાકાળનું વર્ષપખવાડિયું

સુવર્ણમહોત્સવ પૂર્વે એમ વયના ૫૦મા વર્ષમાં મહાકાવ્યનાં પગરણ મંડાણાં, અને એના પંદર ખંડો લખતાં એટલાં વર્ષોનું પખવાડિયું વીત્યું. '૯૪માં મહાકાવ્યનો મનોરથ જાગ્યો; '૨૬માં મહાકાવ્યનો આરંભ થયો; '૪૦માં મહાકાવ્યના કાવ્યયજ્ઞની પૂર્ણાહુતિ થઇ. શુદના પખવાડિયાની પેઠે પ્રથમ કાંડની બીજ પહેલી ઉગી, અને નવમા કાંડની સહસ્રકિરણી પૂર્ણિમા છેલ્લી પ્રકાશી. કાંડકાંડની રચ્યાસાલો ને છાપ્યાસાલોનો વર્ષાનુક્રમ આવો છે.

| રચાયો | રચ્યાસ્થાન | છપાયો | ચરણાવલિ |
|---|---|---|---|
| નવરાત્ર, ૧૯૨૬; | | | |
| પ્રથમ કાંડ, યુગપલટો | મુંબઈ | દિવાળી, ૧૯૨૬ | ૪૩૩ |
| મે, '૨૭; | | | |
| દ્વાદશ કાંડ, મહાસુદર્શન | માથેરાન | જૂલાઇ '૨૭ | ૮૪૨ |
| સપ્ટેમ્બર, '૨૭; | | | |
| ચતુર્થ કાંડ, યોધપર્વણી | અમદાવાદ | દિવાળી '૨૭ | ૬૭૦ |
| મે, '૨૮; | | | |
| પંચમ કાંડ, પ્રતિજ્ઞાદ્વન્દ્વ | માથેરાન | દસરા, '૨૮ | ૬૭૩ |
| નવેમ્બર, '૨૮; | | | |
| દ્વિતીય કાંડ, નિર્ઘોષ | અમદાવાદ | જાનેવારી '૩૦ | ૮૯૫ |




| રચાયો | રચ્યાસ્થાન | છપાયો | ચરણાવલિ |
|---|---|---|---|
| વસન્તપંચમી, '૨૯; | | | |
| સમન્તપંચક (Prologue) | અમદાવાદ | ઓગસ્ટ ૧૯૪૦ | ૩૨૮ |
| મહાપ્રસ્થાન (Epilogue) | અમદાવાદ | | ૩૩૪ |
| નવેમ્બર '૨૯; | | | |
| દશમ કાંડ, કાળનો ડંકો | અમદાવાદ | દિવાળી, '૩૦ | ૯૪૯ |
| ઓગસ્ટ, '૨૯; | | | |
| એકાદશ કાંડ, શરશય્યા | અમદાવાદ | દિવાળી, '૨૯ | ૭૭૬ |
| ફેબ્રુવારી, '૩૯; | | | |
| તૃતીય કાંડ, નિર્ધાર | જુહૂકાંઠે | ફેબ્રુવારી,'૪૦ | ૯૬૩ |
| એપ્રીલ, '૩૯; | | | |
| સપ્તમ કાંડ, ચક્રવ્યૂહ | જુહૂકાંઠે | માર્ચ, '૪૦ | ૮૨૭ |
| મે,' ૩૯; | | | |
| અષ્ટમ કાંડ, માયાવી સન્ધ્યા | જુહૂકાંઠે | દિવાળી, '૩૯ | ૮૯૭ |
| જાનેવારી, '૪૦; | | | |
| છઠ્ઠો કાંડ, આયુષ્યનાં દાન | અમદાવાદ | જૂલાઇ, ૧૯૪૦ | ૯૫૬ |
| ફેબ્રુવારી,'૪૦ | | | |
| નવમો કાંડ, સહોદરનાં બાણ | અમદાવાદ | ઓગસ્ટ, ૧૯૪૦ | ૧૦૫૬ |
| ફેબ્રુવારી,'૪૦; પ્રસ્તાવના : | અમદાવાદ | સપ્ટેમ્બર, ૧૯૪૦ | |
| ઉત્તર મે,' ૪૦; અર્પણ | અમદાવાદ | | ૧૦૪ |
| | | | ૧૦૭૦૩ ચરણાવલિઓ |

આ વર્ષાવલિ વિચારતાં સહેજે જણાશે કે વસ્તુતઃ આ મહાકાવ્યના રચનાકાળની બે ઋતુઓ છેઃ પહેલી '૨૬ '૨૭ '૨૮

ને '૨૯ નાં ચાર વર્ષોની, ને બીજી '૩૯ ને '૪૦નાં બે વર્ષોની. '૩૦ થી '૩૮ નાં વચમાંનાં નવ વર્ષ પડયાં છે. વીરગાથાની ઘોષણા '૩૦ માં શમી તે પાછી જુહૂના જળધિજળઆરે અખંડ અને અવિશ્રાન્ત સાગરઘોષણાઓ સાંભળ્યે '૩૯માં પુનરુત્થાન પામી. જુહૂતારાના સાગરકાંઠે નો કવિતાબીનના Epic ને Lyric ઉભય તારો ઝણઝણી ઉઠયા હતા. અને વચગાળાનાં પડેલાં વર્ષો કંઈ મ્હારી સાહિત્યનિષ્પ્રવૃત્તિનાં ન હતાં, બલ્કે મ્હારા આયુષ્યની—અને કદાચ ગુજરાતના સાહિત્યઇતિહાસની—મહાપ્રવૃત્તિનો એ ઋતુકાળ હતો. ૫૦ થી ૬૦ નું મ્હારૂં વનપર્વ એ તો સાચેસાચ મ્હારા સાહિત્યઆયુષ્યનો સુવર્ણકાળ ને મણિમંડિત કાળ છે; અને મુંબઇગુજરાતની ગુણાનુરાગી ગુર્જર મહાપ્રજાએ સુવર્ણમહોત્સવ ને મણિમહોત્સવ ઉજવી ઉજવીને એ શારદઋતુને વધાવી છે. ગુજરાત ગુણજ્ઞ છે.

આ મહાકાવ્યની અગિયાર (૧૦૭૦૩) હજાર ચરણાવલિઓનાં લખ્યાંસ્થાન વિશે વર્ષાનુક્રમનું કોષ્ટક કહે છે કે કુરુક્ષેત્ર મહાકાવ્યનો આરંભ મુંબઈનગરીના સાગરકાંઠે થયો હતો; બે કાંડો માથેરાનની શિખરઝાડીઓમાં પ્રગટયા હતા; ત્રણ કાંડો જુહૂના જળધિજળઆરે લખાયા હતા; અને અડધઝાઝેરી કાવ્યચરણાવલિઓ સાબરકાંઠે વીણાએલી છે. તીર્થયાત્રાનો આરંભ ઘરને પગથિયેથી થાય છે અને યાત્રાધામનું અન્તિમ નિર્માણ પણ ઘરના ઉમરામાં જ સમાય છે; એમ પહેલો ને છેલ્લો કાંડ




પ્રથમ ઉદ્ભવ્યા છે. વ્યાસવાલ્મીકિ વનઘટાઓમાં લખતા; હોમર ને શેલી સાગરતીરે લખતા; કાલિદાસશેક્ષપીયર મહાનગરીઓના માનવમહેરામણ વચ્ચે લખતા. આ મહાકાવ્યને એ ત્રણે ય વિધના સ્થાનઅનુભવો છેઃ શિખરઘટાઓના, સાગરતીરના, ને પાટનગરી-ઓના લાખોના માનવમહેરામણોના. આયુષ્યનાં વર્ષોનું એ પખવાડિયું તો જાણે હું માનસદેશે વ્યાસ ધર્મ પાર્થ દ્રોણ ભીષ્મ કૃષ્ણના મહાનુભાવી સત્સંગમાં ગાળતો હતો.

અને એ મહાસત્સંગનું ફળ તે આ મહાકાવ્ય.







# ૧૦, મહાભારત ક્ય્હારે ખેલાયું ?

ઐતિહાસિક મહત્વના પ્રશ્નો વિચારવાના રહે છે એ કે મહાભારતનો રણસંગ્રામ ખેલાયો ક્ય્હારે ? અને મહાભારતનું વિરાટકાવ્ય રચાયું ક્ય્હારે ?

આ બન્ને ય પ્રશ્નો પરત્વે વિદ્વન્મંડળમાં હવે ઝાઝા મતભેદો રહ્યા નથી, પ્રધાનતઃ ઈતિહાસનિર્ણયો થઈ ગયા છે.

કાવ્યો અને કવિવરો કહે છે કે સમન્તપંચકના ધરાઓ ભરાયા તે ત્રેતા અને દ્વાપરના સન્ધિકાળે. ત્ય્હારથી બ્રહ્માવર્ત તીર્થ થયું.

ત્ય્હારે મહાભારતનો રણસંગ્રામ ખેલાયો ક્ય્હારે ?

એ ઈતિહાસપ્રશ્નના ઉત્તરમાં શ્રી કૃષ્ણચન્દ્ર ક્ય્હારે થયા ? પાંડવકૌરવો ક્ય્હારે થયા ? ભીષ્મ દ્રોણ કર્ણ અશ્વત્થામા ક્ય્હારે થયા ? કુન્તા દ્રૌપદી સુભદ્રા ઉત્તરા ક્ય્હારે થયાં ? એ પ્રશ્ન પરંપરાના પણ ઈતિહાસઉત્તરો—**सर्वं पदं हस्तिपदे निमग्नम्**ના ન્યાયે—સમાઈ જાય છે.

મહાભારત ક્ય્હારે ખેલાયું ને ક્ય્હારે રચાયું ? એની ચર્ચા શ્રી ટિળક મહારાજે કીધી છે, શ્રી ચિન્તામણિ વૈદ્યે કીધી છે, કાંગડી ગુરુકુળના આચાર્ય શ્રી રામદેવજીએ કીધી છે. અને નિર્ણયદેશે એ વિદ્વન્મંડળ લગભગ સહમત છે. કાવ્યવાણી ઈતિહાસવાણી લોકવાણી વિદ્વદ્વાણી ગેબની જ્યોતિષ્-







વાણી એમનાં સમર્થને ઉભી છે. આજે તો એ ઈતિહાસપ્રશ્નોના ઉકેલ નિર્વિવાદ જેવા થઈ ગયા છે.

ગતકલિ ને યુધિષ્ઠિરશકના સંવત્સરો; ત્હારનો ગ્રહયોગ; પછીની નૃપવંશાવલિઓ; મેગેસ્થિનીસ, ગ્રીક ઈતિહાસકારો, આર્યાને અકબરી—એવા વિદેશી કાળવેત્તાઓનો એકજીભનો ઉચ્ચાર સર્વમાન્ય જ હોય.

પ્રથમ પ્રશ્નનો ઉત્તર બે અડોલ ને અવિચળ પાયાઓ ઉપર સ્થપાયેલો છે.

મહાભારત કાવ્ય કહે છે ને વિદ્વન્મંડળ સ્વીકારે છે કે ભારતસંગ્રામ ખેલાયો ત્હારે દ્વાપર ઉતરતો હતો, કલિ બેસતો હતો.

अन्तरे चैव संप्राप्ते कलिद्वापरयो स्तदा
समन्तपंचके युद्धं कुरुपांडवसेनयोः

આદિ પર્વ, અ. ૨, શ્લો. ૧૩મો

કલિદ્વાપરનો આવ્યો સન્ધિકાળ, તદા થયું
કુરુપાંડવ સેનાનું યુદ્ધ સમન્તપંચકે.

વનપર્વમાં પણ વચન છે કે एतत्कलियुगं नाम.







વળી ગદાપર્વમાં શ્રી કૃષ્ણે બલરામને કહ્યું છે કે प्राप्तं कलियुगं विद्धि.

આ કાવ્યબોલ છે એટલા કાળબોલ છે. આ ઉક્તિવિધાનમાં લેશે પક્ષભેદ નથી.

ત્યહારે પ્રશ્ન એ થાય કે કલિના આરંભકાળને કેટલાં વર્ષો વીત્યાં ?

પંડિત માધવાચાર્ય જ્યોતિષી નિજ રાજાવલિ ગ્રન્થમાં લખે છે કે કલિના આરંભથી વિક્રમ સંવતના આરંભકાળ સુધીમાં ૩૦૪૪ વર્ષ વીત્યાં છે. આચાર્ય રામદેવજીકૃત ભારતવર્ષકા ઇતિહાસ. ઈ. સ. ૧૯૧૧. એ અન્તર્ગાળાનાં ૩૦૪૪ વર્ષોમાં વિક્રમ સંવતનાં ૧૯૯૬ વર્ષ ઉમેરતાં આજ ૫૦૪૦ વર્ષ થાય.

ભાસ્કરાચાર્ય નિજ સિદ્ધાન્તશિરોમણી ગ્રન્થમાં લખે છે કે કલિગત ૩૧૭૯ વર્ષ પછી શાલિવાહનનો શક પ્રવર્તેલો છે. ઉપરોક્ત ભારતવર્ષકા ઈતિહાસ. એમાં શાલિવાહન શકનાં ૧૮૬૧ વર્ષ ઉમેરતાં સરવાળો ૫૦૪૦ થાય.

અને પંચાંગ આજ ગતકલિનાં ૫૦૪૧ વર્ષ બોલે છે.

આમ જ્યોતિષિઓ ને પંચાંગ ગતકલિનાં ૫૦૪૦ વર્ષ કહે છે. હજારો વર્ષોથી ભારતની કાળગણના એ છે.







વિદ્વન્મંડળ અને મહાભારત કાવ્ય બીજું એ કહે છે કે ભારતસંગ્રામને અન્તે ધર્મરાજ યુધિષ્ઠિર હસ્તિનાપુરને સિંહાસને બેઠા ને ત્હારથી યુધિષ્ઠિરશક આરંભાયો. આ ઉક્તિવિધાનમાં યે પક્ષભેદની સંભવના છે જ નહીં. આ ઉક્તિવિધાન પણ છે કાવ્યબોલ લોકબોલ ઈતિહાસબોલ પંચાંગબોલ ને જ્યોતિષિબોલ.

ત્યહારે યુધિષ્ઠિરશકારંભને કેટલાં વર્ષ થયાં?

ગર્ગસંહિતા કહે છે કે ગૌતમબુદ્ધ પૂર્વે ૨૫૨૬મા વર્ષમાં યુધિષ્ઠિરશકનો આરંભ થયો. એટલે

| | |
|---|---|
| ગૌતમબુદ્ધ પૂર્વેનાં | ૨૫૨૬ વર્ષો |
| બુદ્ધસંવત્સરારંભથી ઈશૂ સંવત્સરારંભનાં | ૫૭૪ વર્ષો |
| અને ઈસ્વી સનનાં | ૧૯૪૦ વર્ષો |
| મળી યુધિષ્ઠિરશકારંભને કુલ વર્ષો આજ | ૫૦૪૦ થયાં. |

ચારે યુગનાં કાળમાપ વર્ણવતાં પંચાંગો સૈકાઓથી કહે છે કે કલિમાં ત્રણ શકપ્રવર્તકો થયા છે ને ત્રણ થશે. યુધિષ્ઠિર વિક્રમ ને શાલિવાહન શક પ્રવર્તાવી ગયા, ને ત્હેમની શક વર્ષાવલિઓ આવી છે.

| | |
|---|---|
| प्रथम इन्द्रप्रस्थे युधिष्ठिरः तस्य शक | ३०४४ वर्षाणि; |
| द्वितीय उज्जयिन्यां विक्रमः तस्य शक | १३५ वर्षाणि; |







तृतीय प्रतिष्ठाने (પેંઠમાં) शालिवाहनः तस्य शक १८६१ वर्षाणि;

એ રીતે યુધિષ્ઠિરશકારંભને કુલ વર્ષો                    ૫૦૪૦ થયાં.

આઈને અકબરીમાં અબુલફઝલ લખે છે કે વિક્રમપૂર્વે યુધિષ્ઠિર શકનાં ૩૦૪૪ વર્ષ વીત્યાં હતાં. એમાં વિક્રમ સંવતનાં ૧૯૯૬ વર્ષ ઉમેરતાં યુધિષ્ઠિરશકારંભને આજ ૫૦૪૦ વર્ષ થયાનું આઈનિ અકબરી કહે છે.

૨૨૦૦ વર્ષ પૂર્વે મગધમહારાજ ચન્દ્રગુપ્તના રાજદરબારે વસતા ગ્રીક એલચી ઈતિહાસવિખ્યાત ને ઈતિહાસવિશારદ મેગેસ્થિનીસની અને મહાન સિકન્દરની સેનાસંગાથે આવેલા ગ્રીક ઈતિહાસકારોની પણ આ કાળગણનાને સાક્ષી છે. પ્રાચીન પરદેશીઓ પણ આપણી કાળગણનાના આધાર થઈ ઉભા છે.

આ ઉપરાન્ત બીજી બે સાક્ષીઓ વિદ્વદ્વર્ગ ભાખે છે. ત્હેમાંની એક છે ખગોળશાસ્ત્રની; અને બીજી છે યુધિષ્ઠિર મહારાજ પછીની રાજવંશાવલિઓની. એ બન્ને ય કાળગણના અટપટી છે, એટલે આ મિતાક્ષરીમાં વર્ણવી નથી.

કાવ્યબોલ ઈતિહાસબોલ લોકબોલ પંચાંગબોલ જ્યોતિષિબોલ નિર્વિવાદ ને મહાશબ્દે ઉચ્ચરે છે કે પાંડવકૌરવનો રણસંગ્રામ ખેલાયે આજ પાંચ હજાર વર્ષો વીતી ગયાં છે.







રામાયણમહાભારતના અઠંગ અભ્યાસી શ્રી ચિન્તામણિ વૈદ્ય કહે છે કે મહાભારત ખેલાયું ઈ. સ. પૂ. ૩૧૦૧માં.

'એલી નામ યૂરોપીય જ્યોતિષીકી ગણનાનુસાર જ્ઞાત હોતા હૈ કિ વહ (ભારત યુદ્ધારંભકા) સમય ઇસાકે જન્મસે પહેલે ૩૧૦૨ વર્ષ, ૨૦ ફેબરવારીકો, ૨ બજેકે ૨૭ મિનિટ તથા ૩૦ સેકન્ડ પર આરંભ હુઆ થા.'

આચાર્ય રામદેવજીકૃત ભારત વર્ષકા ઇતિહાસ.




# ૧૧, મહાભારત ક્ય્હારે રચાયું ?

મહાભારત ખેલાયું આજથી પાંચ હજાર વર્ષો પૂર્વે. ત્ય્હારે મહાભારત રચાયું ક્ય્હારે ?

વર્ષની ત્રણ ઋતુઓ છે તેમ મહાભારતના કાવ્યવિકાસની પણ ત્રણ કાળઋતુઓ તત્‌વિષયના વિદ્વજ્જનો કહે છે. પ્રથમ કાળઋતુમાં એ કાવ્ય જય કહેવાતું; દ્વિતીય કાળઋતુમાં એ કાવ્ય ભારત કહેવાતું; તૃતીય કાળઋતુમાં એ કાવ્ય મહાભારત કહેવાયું. અને પછી મહાભારત થયું એનું ચિરંજીવ નામ.

વૈશમપાયેન એણી પેર બોલ્યા, તું સુણ, જનમેજયરાયે !

આપણા માણભટ્ટોનું ગુજરાતગાજન્તું એ કાવ્યચરણ કહે છે કે અભિમન્યુના પુત્ર પરીક્ષિતના પુત્ર જનમેજય મહારાજને વૈશંપાયન ઋષિવરે પિતૃગોત્રની આ વીરગાથા જનમેજયના સર્પસત્રપ્રસંગે સંભળાવી. પરીક્ષિત ને જનમેજય મહારાજવીઓ હતા, આર્યાવર્તજાણીતા અને આપણા સકલ કાવ્યખંડનામાંકિત નૃપાળો હતા. પરીક્ષિત ભાગવતવિખ્યાત છે, જનમેજય ભારતવિખ્યાત છે. બ્રાહ્મણઉપનિષદોમાં ગવાયેલા જનમેજય મહારાજે તક્ષ–શિલાનો ગિરિદેશ જીત્યો હતો. વૈશંપાયન ઋષિવરે જનમેજયને કુરુસંગ્રામની ગોત્રકીર્તિની વીરગાથા યજ્ઞસમારંભમાં સંભળાવી




ત્ય્હારે આ કાવ્ય જય કહેવાતું. મહાભારતના વિરાટકાવ્યનો આજે યે આદિશ્લોક છે કે

नारायणं नमस्कृत्यं, नरं चैव नरोत्तमम्,
देवी सरस्वतीं चैव, ततो जय मुदीरयेत.

નમીને નારાયણને, નમી નર નરોત્તમ,
નમી સરસ્વતી દેવી, પછી વિસ્તારવો જય.

મહાભારતનો આ પ્રથમ કૌમારકાલ.

અને યુધિષ્ઠિર મહારાજના ને પરીક્ષિત મહારાજના પાટ સંવત્સરોનો સરવાળો ભારતસંગ્રામની ઈ. સ. પૂ.ની ૩૧૦૧ની સાલમાંથી બાદ કરતાં શેષ રહે—એટલે આશરે ઈ. સ. પૂ. ૩૦૦૦ તે જય મહાકાવ્યની રચ્યાસાલ.

મહાભારતના વિરાટકાવ્યની કાવ્યગંગા ભારતવર્ષે પ્રગટી ઈ. સ. પૂ. ૩૦૦૦ના અરસામાં.

મહાભારતવિકાસની બીજી કાળઋતુ મૂકાય છે ઈ. સ. પૂ. ૧૫૦૦ની આસપાસ—પાણીનિપૂર્વે પાંચછએક સૈકે. એ એનો જોબનકાળ. અને ત્રીજી કાલઋતુ કહેવાય છે ઈ. સ. પૂ. ૩૦૦ના અરસામાં—ચન્દ્રગુપ્તઅશોકદેવના મહાપ્રતાપી રાજયુગમાં. એ મહાભારત કાવ્યનો પ્રૌઢકાળ. વિદ્વન્મંડળ કહે છે કે મ્હોરી







પાંગરી ફૂલીફાલી મહાભારતનું વિરાટકાવ્ય આજના સવાલક્ષ પૂરનું ત્હારે થયું.

ચન્દ્રગુપ્ત ચાણુાકય અશોકદેવ પિંગળાચાર્ય મહેન્દ્ર સંઘમિત્રાનો એ યુગ. ત્હારે ગિરનારચરણે શિલાછાટે અશોકનો શિલાલેખ લખાયો, ત્હારે ગિરનારની સુવર્ણગંગાએ–આજની સોનરેખાએ સુદર્શન સરોવરને ભર્યું.

શ્રીમદ્ ભાગવતમાંની છન્દરચના બોલે છે કે એ વિરાટ કાવ્ય છે પિંગળાચાર્ય પછીનું. મહાભારતમાંની છન્દરચના બોલે છે કે એ વિરાટકાવ્ય છે પિંગળાચાર્ય પૂર્વેનું. અને પિંગળાચાર્ય હતા ભિક્ખુગતિક દેવાનાંપ્રિય મગધમહારાજ ભારતમહાસમ્રાટ અશોકદેવના કુમારકાળના ગુરુદેવ. એટલે મહાભારતની છન્દરચના પણ ઉપરભાખ્યા ઐતિહાસિક અનુમાનની સાક્ષી પૂરે છે.

કથા એમ કહે છે કે નૈમિષારણ્યમાં શૌનકાદિ ઋષિવરોએ મહાયજ્ઞ કીધો ત્હારે લોમહર્ષણના પુત્ર ઉગ્રશ્રવા સૌતી ત્હાં પધાર્યા; અને કહ્યું કે પાંડવકૌરવોની રણભૂમિ નિરખીને હું આવું છું. પછી ઋષિવરોની વિનતિએ ઉગ્રશ્રવાએ ઋષિમંડળીને મહાભારતની વીરગાથા સંભળાવી. "ઉગ્રશ્રવાકે સમયમેં મહાભારત ચૌવીસ સહસ્ર તથા એક લાખ શ્લોકયુક્ત બન ચૂકા થા.' ભારતવર્ષકા ઇતિહાસ.




આમ મહાભારતના કાવ્યવૃક્ષને આજના વિરાટસ્વરૂપે ફાલતાં ફૂલતાં (ઈ. સ. પૂ. ૩૦૦૦થી ઇ. સ. પૂ. ૩૦૦) ૨૭૦૦ વર્ષ લાગ્યાં એવું વિદ્દ્વરોનું કાળગણનાનું અનુમાન છે. એ તો નિર્વિવાદ છે કે છેલ્લાં ત્રેવીસસોક વર્ષથી મહાભારત આજના વિરાટસ્વરૂપે ભારતવર્ષની આર્ય મહાપ્રજાના અક્ષરભંડારે વિરાજે છે.

જગતની કાવ્યગિરિમાળનો એ મેર, એ ગૌરીશિખર.

## ૧૨, કુરુક્ષેત્રના રણસંગ્રામની સંગ્રામતિથિઓ

મહાભારતસંગ્રામનો સંવત્સરનિર્ણય થયા પછી એ મહાસંગ્રામની સંગ્રામતિથિઓનો નિર્ણય નિર્ધારવાનો રહે છે; અને પાંચ હજાર વર્ષના પડયા પડદાઓ ને અન્તરાયો ભેદી ઓળંગીને જેવું ને જેટલું આજે નિર્ધારાય એવું અને એટલું નિર્ધારિયે. ત્ય્હારનો તિથિવિચાર કરતાં વિસ્મરવાના નથી એવા બે મુદ્દાઓ છે. ૧. આજે અન્ય કેટલાક ભારતપ્રાન્તોમાં છે તેમ ત્ય્હારે પૌર્ણમાસિક મહિનાઓ પ્રચલિત હતા. કૃષ્ણપક્ષ પ્રથમ આવતો ને શુક્લપક્ષ પછી આવતો. અમાવાસ્યાએ નહિ, પૂર્ણિમાએ પૂર્ણિમાએ પૌર્ણમાસિક યજ્ઞ ઉજવાઇને માસ પૂરો થતો. ૨. સૈકાઓથી માગશરી શુક્લ એકાદશીને ભારતવર્ષે ગીતાજયન્તિ સ્વીકારી છે, પંચાંગોએ પ્રતિપાદી છે, અને એ મોક્ષદા એકાદશીએ ભારતીય જનતાએ ગીતાજયન્તિના મહોત્સવો ભરતખંડ ભરી ઉજવ્યા છે.

તિથિવિચારણાનો નિર્ણય કંઇક આવો છેઃ

આસો શુદ ૧૦; દસરા; ગુપ્ત વનવાસના તેરમા સંવત્સરમાં વર્ષભર વિરાટનગરમાં ગુપ્તવેશે વસેલા પાંડવો પ્રગટ થયા. શમીના વૃક્ષેથી શસ્ત્રો ઉતારીને શસ્ત્રપૂજા કીધી. એ શમીના વૃક્ષની ઘટાછાયામાં વસુન્ધરાના સિંહાસને પછી રાજસભા ભરી. જાણ પડયે વિરાટરાજે ત્ય્હાં

પધારી વિવેક કીધા, સુજનતા દાખવી, સન્માન કીધાં. પાર્થશિષ્યા ઉત્તરાકુમારીનું અભિમન્યુ શુ લગ્ન કીધું. એ ઉત્તરકુમારી પછી પાંડવવંશની ગોત્રમાતા થઈ.

સીમોલ્લંઘન: વિરાટનગરેથી પાંડવો ઉપપ્લવ્યે આવ્યા, ને ત્ય્હાં પાંડવપક્ષનો પડાવ પડ્યો.

કાર્તકી શુક્લ ૧૧; પ્રબોધિની એકાદશી. વિષ્ણુ ભગવાન જાગ્યા, સંસાર જાગ્યો, પાંડવો જાગ્યા. કૃષ્ણવિષ્ટિ. પાંડવ પાઠવ્યા શ્રી કૃષ્ણચન્દ્ર રાજવિષ્ટિ કાજે ઉપપ્લવ્યેથી હસ્તિનાપુરે સિધાવ્યા.

કાર્તકી શુક્લ ૧૪; હસ્તિનાપુરમાં કૌરવમહાસભા. વિષ્ટિ પડી ભાગી. વળતી સ્હવારે કૌરવરાજે નગરપડો વગડાવી દૂહાઈ ફેરવી કે સૌ કુરુક્ષેત્રે જાય. કુન્તાસન્દેશ.

કાર્તકી પૂર્ણિમા; ચન્દ્રગ્રહણ.

માર્ગશીર્ષની કૃષ્ણ ૨; શ્રી કૃષ્ણ વિષ્ટિએથી ઉપપ્લવ્યે પાછા વળ્યા. પૂર્વા નક્ષત્ર. પાંડવોનો યુદ્ધનિર્ધાર. તે જ તિથિએ બળરામ સરસ્વતીતીરનાં તીર્થોમાં તીર્થયાત્રાએ ગયા, તે યુદ્ધના ૧૮ મે દિવસે–સમાપ્તિતિથિએ દ્વૈતવન–હ્રદને કાંઠે આવ્યા. ૪૨ દિવસ યાત્રામાં રહ્યા. માર્ગશીર્ષ વદના ૧૨+માર્ગશીર્ષ શુદના ૧૫+પોસ વદના ૧૪=૪૨. એક તિથિની કાંક વધઘટ છે.




શ્રી કૃષ્ણ વિષ્ટિએથી વળ્યા પછી ૨૨ દિવસે યુદ્ધારંભ.
માગશર વદની ૧૧+ને માગશર શુદની ૧૧=૨૨ તિથિઓ.

પછી પાંડવો ઉપપ્લવ્યેથી કુરુક્ષેત્રે ગયા.

માર્ગશીર્ષની અમાવાસ્યા; સૂર્યગ્રહણ. ૧૩ તિથિઓનું પખવાડિયું.
પૂર્ણિમાએ તથા અમાવાસ્યાએ ગ્રહણો હતાં.

માર્ગશીર્ષની શુક્લ ૬; ચંપાષષ્ટિ; સ્કન્દજયન્તિ. કુરુક્ષેત્રમાં
પાંડવોએ રણસ્તંભ રોપ્યો, શસ્ત્રપૂજા કીધી.

માર્ગશીર્ષની શુક્લ ૧૧; મોક્ષદા એકાદશી. યોધપર્વણી ને યુદ્ધારંભ.
ગીતાજયન્તિ. યમદેવનું ભરણી નક્ષત્ર; स्वर्गद्वारमुपाव्रतम्.

સૈકાઓજૂનો વિદ્વન્મંડળનો આ છે આખરી નિર્ણય. પણ મહાભારતના મલ્લીનાથ શ્રી નીલકંઠનો શ્લોકબોલ છે કે

हेमन्ते प्रथमे मासे शुक्लपक्षे त्रयोदशी
प्रवृत्तं भारतं युद्धं नक्षत्रे यमदैवते.

માર્ગશીર્ષની શુક્લ ૧૩; શ્રી કૃષ્ણે સુદર્શન ઉઠાવ્યું. ચતુર્દશીનો ક્ષય.

પોસની કૃષ્ણ ૬; યુદ્ધને ૧૦મે દિવસે પિતામહ પડયા. શરશય્યા.

પોસની કૃષ્ણ ૯; યુદ્ધનો ૧૩મો દિવસ. ત્રિગર્તોનું અર્જુનને
આહ્વાન. ચક્રાવો. અભિમન્યુ પડયો. પાર્થપ્રતિજ્ઞા.




પોસની કૃષ્ણ ૧૦; યુદ્ધનો ૧૪મો દિવસ. માયાવી સન્ધ્યા. જયદ્રથવધ. પછી રાત્રીયુદ્ધ. મશાલો પ્રગટી. મધરાતે ઘટોત્કચ પડ્યો. ખેલાતા રણમાં મધરાતનો ચન્દ્રોદય. ચિત્રા નક્ષત્ર.

પોસની કૃષ્ણ ૧૧; યુદ્ધનો ૧૫મો દિવસ. અહોરાત્રનો ચાલુ સંગ્રામ. પછી મધ્યાહ્ને દ્રોણ પડ્યા. અશ્વત્થામાનું નારાયણાસ્ત્ર મિથ્યા થયું. સ્વાતિ નક્ષત્ર.

પોસની કૃષ્ણ ૧૨; યુદ્ધનો ૧૬મો દિવસ. દુઃશાસનરુધિરપાન. પ્રસંગમહિમાને કારણે આ કાવ્યમાં આ પ્રસંગ એક તિથિ વ્હેલો વર્ણવ્યો છે.

પોસની કૃષ્ણ ૧૩; યુદ્ધનો ૧૭મો દિવસ. દ્વાદશીની પર્વણીએ પ્રભાતે કર્ણરાજે જન્મસંગાથી કવચકુંડળ દાનમાં દીધાં. પાર્થકર્ણનું દ્વન્દ્વયુદ્ધ. કર્ણ પડ્યો.

પોસની કૃષ્ણ ૧૪; યુદ્ધનો છેલ્લો—૧૮મો દિવસ. મધ્યાહ્ને શલ્યરાજ પડ્યા. કૌરવરાજ દ્વૈતવનહ્રદમાં જઈને સન્તાયા. મધ્યાહ્નોત્તર ભીમદુર્યોધનનું ગદાયુદ્ધ. કૌરવનાથ ઘવાઈને પડ્યા. બલરામ યાત્રાએથી આવ્યા. પોષી ચૌદશની એ અન્ધારી શિવરાત્રિએ અશ્વત્થામાનો પાંડવસંહાર. રૌદ્રી—કુરુક્ષેત્રની કાળરાત્રિ.




પોસની અમાવાસ્યા; પ્રભાતે કૌરવરાજે પ્રાણ છોડયા. પુત્રશોક કરતાં ધૃતરાષ્ટ્રગાન્ધારી કુરુક્ષેત્રમાં આવ્યાં. ધર્મરાજાનાં આશ્વાસન.

પોસની શુક્લ ૧; યુધિષ્ઠિર રાજાનો હસ્તિનાપુરપ્રવેશ. રાજ્યાભિષેક. યુધિષ્ઠિરશકનો આરંભ. ૫૦ દિવસ નગરમાં રહ્યા. પોસની ૧૫+માઘની ૩૦+ફાલ્ગુણ કૃષ્ણપક્ષની ૪=૪૯ તિથિઓ. એક તિથિની વધઘટ.

વળી હવે કાંક એક તિથિની ક્ષતિ આવે છે.

ફાલ્ગુની વદ ૪; ત્રીજનો ક્ષય હતો. વદ ૪ સુધી શુક્લપક્ષ માનવાની પરંપરા છે, શુક્લપક્ષ; ઉત્તરાયન. સ્હવારે યુધિષ્ઠિર રાજા સકલ બન્ધુમંડળ સહવર્તમાન હસ્તિનાપુરેથી કુરુક્ષેત્રમાં શરશય્યાએ પધાર્યા. શાન્તિપર્વ. રાત્રે ચન્દ્રોદયે ભીષ્મનિર્વાણ; શરશય્યામાં પડયા પછી ૫૮મે દિવસે. પોસ વદના ૧૦+પોસ શુદના ૧૫+ માઘના ૩૦+ફાલ્ગુન વદના ૩=૫૮ દિવસો. '૫૮ દિવસોમાં ૧૦૦ વર્ષ જેટલી પીડા.'

આમ કાર્તિકી શુક્લ એકાદશીએ શ્રી કૃષ્ણદેવ વિષ્ટિ કાજે ઉપપ્લવ્યેથી હસ્તિનાપુરે પધાર્યા ત્‍હારથી માંડીને ફાલ્ગુણી કૃષ્ણ ચતુર્થીએ ભીષ્મનિર્વાણ થયું (કાર્તક શુદની ૪+ માર્ગ-




શીર્ષ વદની ૧૪+ માર્ગશીર્ષ શુદની ૧૫+પોસની ૩૦+માઘની ૩૦+ ફાલ્ગુન વદની ૩=૯૬) એ ૯૬ કાળભારે તિથિઓમાં ઇ. સ. ૧૮૧૫માંની વોટરલૂ પૂર્વેની યૂરોપપ્રસિદ્ધ ૧૦૦ નેપોલિયન-તિથિઓ તો સોએક વાર સમાઈ જાય એટએટલા વિષ્ટિના, વીરત્વના, રાજમંત્રણાઓના, વિદૂરનીતિ ગીતા વિરાટદર્શન શાન્તિ પર્વ સમી ધર્મમીમાંસાઓના મહાપ્રસંગો ઉગ્યા અને આથમ્યા. એ તિથિઓમાં સૂર્ય કિરણો ન્હોતો વરસતો, શર વરસતો હતો; ધરતી આકાશમંડળમાં ઉડતી ન્હોતી, કમ્પતી હતી. હસ્તિનાપુરના રાજસિંહાસનના પાયા ડગમગતા હતા. દ્વાપર ઉતરતો હતો, કલિ બેસતો હતો. ધર્મરાજા યુધિષ્ઠિર મહારાજનો પાંચહજાર વર્ષ પૂર્વેનો શક આરંભાતો હતો. ઈ. સ. ૧૧૯૩, ૧૫૨૬, ૧૫૫૬, અને ૧૭૬૧ની મહાભીષણ આગમવાણી કુરુમંડળના મહારણમયદાનમાં ઉચ્ચારાતી હતી. અને એમ જગતમાં યુગપલટાની કાળઝડીઓ ગાજતી હતી.

માનવઇતિહાસે એવી કાળભારે એકસો તિથિઓ જવલ્લે ઉગતી દીઠી હશે.

પાંચ સહસ્રાબ્દીઓથી ભારતગાજન્તી સોએક મહાતિથિઓનો ઉદ્‌ઘોષ એ આ કુરુક્ષેત્રના મહાકાવ્યની વીરગાથા.




મહાવીરોના યુગપલટાઓને વર્ષો નથી લાગતાં. સંવત્સર-પરિવર્તનની પેઠે મહારથીઓના યુગપલટાઓ પણ છે તિથિઓના અખાડા.

શ્રી હરિની મિષોન્મિષમાં યુગપલટાઓ ઉછળે છે.







# ૧૩, થોડીક વિશેષતાઓ

પાઠક ! સાંભળીને ત્હને આશ્ચર્ય થશે ખરૂં કે પાંચ પાંડવો સગા ભાઇઓ ન્હોતા, ઓરમાન ભાઈઓ હતા ? પાંડવો ઓરમાન ભાઈઓ હતા એવું ક્રૂર ઇતિહાસસત્ય કાન માનશે તો ખરાને ? કુન્તાજી એ પાંડવોનાં અપરમા હતાં એમ બોલતાં જીભ તૂટી નહિ પડે? પાંચાળી પાંચ પાંડવબન્ધુઓનાં ધર્મપત્ની હતાં એનાં જેવાં જ એ બન્ને કથનો મહાભારતનાં કાળહસતાં સત્યો છે. નકુલ–સહદેવ કુન્તાના નહિ, માદ્રિના જોડિયા પુત્રો હતા; કુન્તાજી નકુલસહદેવનાં અપરમા હતાં. કુન્તા માતાની ધરિત્રી સમી સમ-દૃષ્ટિએ એ ઇતિહાસોને ધોઈ નાંખ્યા છે. અપરમાના અવગુણો ઘણાઓએ–રામાયણે પણ ગાયા છે; મહાભારતકાર અપરમાના મહાગુણો ગાય છે.

પાંડવો હિમાલયખોળે જન્મ્યા ને ઉછર્યાં હતા; અને તેથી આયુષ્યને અન્તે એમણે હિમાલયશિખરે વતનમાં મહાપ્રસ્થાન કીધું. ઈ. સ. પૂ. ૩૧૬૩માં પાંડુ રાજાનો હિમાદ્રિખોળે દેહાન્ત થયો, માદ્રિએ સહગમન કીધું, કુન્તાજી પાંચે કુમારોને લેઇને હિમાલયેથી હસ્તિનાપુર ગયાં, ને પાંચે ય પાંડુપુત્રોને કુન્તાપુત્રો પેરે ઉછેર્યા. શ્રી કૃષ્ણનું વય ત્ય્હારે ૨૨ વર્ષનું હતું, કંસવધ થઈ ગયો હતો, કૃષ્ણવાસ મથુરામાં હતો. હસ્તિનાપુર ગંગાના પશ્ચિમ કિનારા ઉપર હતું.




સહદેવ ને નકુલ માદ્રિના જોડિયા બાળ હતા એ ઈતિહાસ ઘણુાંને નવો તો નહિ ભાસે ને ?

પાંડવો ઓરમાન ભાઇઓ હતા, પણ સગા ભાઇઓથી સવાયા હતા; જગતભરના સહોદર ભાઈઓને દૃષ્ટાન્તરૂપ હતા.

· જાજરમાન દ્રૌપદીજી યજ્ઞકુંડની અગ્નિઝાળોમાંથી પ્રગટયાં હતાં ને તેથી જાજવલ્યવન્ત વીજળજ્યોત હતાં એ તો સુપરિચિત કથા છે. પણ દ્રૌપદીજી પંડિતા ને બ્રહ્મવાદિની કહેવાતાં એ કથાભાગ એટલો સર્વપરિચિત નથી. આશ્રમવાસી પર્વમાં વર્ણવ્યા પ્રમાણે તેજસ્વિની દ્રૌપદી શ્રી કૃષ્ણ જેવાં કૃષ્ણા હતાં; સુભદ્રાજી 'ચન્દ્રમાના સત્ત્વ સમાં' હતાં; ઉત્તરાકુમારી 'તપાવેલા સુવર્ણવર્ણા' હતાં. ધર્મરાજ યુધિષ્ઠિર ને ભોળારાજા ભીમ શ્વેતવર્ણા હતા. અર્જુન શ્વેતવર્ણો ન્હોતો, સખા કૃષ્ણ સમો કૃષ્ણવર્ણો હતો. મદ્રરાજના ભાણેજડા નકુલસહદેવ સુન્દર અને સ્વરૂપવન્તા હતા.

યૂરોપનો પ્રાચિન ઇતિહાસકાર એરિયન કહે છે કે આર્યાવર્તની આર્યપ્રજા ત્ય્હારે, વાચ્યાર્થે ને ધ્વન્યાર્થે, Tallest in Asia–એશિયાખંડમાં સર્વઉંચી મહાપ્રજા હતી.

અને કુરુસંગ્રામખેલન્દા યોધરાજોની આયુષ્યઅવધો તો અવલોકી જોઇ છે ને ? એ ન્હાનેરી ન્હોતી. મદમાતા

જુવાનડાઓ કુરુક્ષેત્ર ખેલ્યા ન હતા. સંગ્રામકાળે શ્રી કૃષ્ણનું વય ૮૪ વર્ષનું હતું. ધર્મ ને કર્ણ શ્રી કૃષ્ણથી મ્હોટેરા હતા, ચાર પાંડવો શ્રી કૃષ્ણથી કાંઈક ન્હાનેરા હતા. દ્રોણ ગુરુ નવમા દાયકામાં હતા; વિદૂરજી, દ્રુપદરાજ, વિરાટરાજ, ધૃતરાષ્ટ્ર, ગાન્ધારી, કુન્તામાતા—એ સૌ સૈકાની શરદો તરી ઉતર્યાં હતાં. ઉત્તુંગ ગિરિમાળા વચ્ચેના શિખરછત્રે ડોલતા ઋષ્યાશ્રમના કો ઝાડીઝુંડ સમા મહાકાય કૌરવપાંડવોના શિરછત્ર ભીષ્મ પિતામહે ૧૩૫ વસન્તો ઉગતી ને આથમતી નિહાળી હતી. મહાભારતનો સંહારખેલ જોબનઝાડીઓમાં ભૂલા પડેલા જોબનઝૂલન્તાઓનો સંગ્રામખેલ ન હતો; વર્ષોનાં અધર્મ અન્યાય તેજોદ્વેષ કપટખેલ દોહેલા વનવાસ કારમાં નારીઅપમાનોના પરિપાક સમો મહાભારતનો મહાસંગ્રામ હતો.

મહાભારત ખેલાયું ઈ. સ. પૂ. ૩૧૦૧માં; અને ત્હારે શ્રી કૃષ્ણનું વય હતું ૮૪નું. એટલે ઈ. સ. પૂ. ૩૧૮૫ના શ્રાવણની કૃષ્ણ અષ્ટમી તે શ્રી કૃષ્ણજન્માષ્ટમી. ૨૪ની વયે મથુરા મૂક્યું, દ્વારિકા વસાવી, ગુજરાતવાસ કીધો તે ઇ. સ. પૂ. ૩૧૬૧માં. તે પછીને વર્ષે, એટલે ઇ. સ. પૂ. ૩૧૬૦માં રૂક્મિણીહરણ થયું. ૧૧૯ની વયે (કોઇક ૧૨૫ કહે છે.) દેહોત્સર્ગ કીધો; એટલે ઈ. સ. પૂ. ૩૦૬૬માં કે ૩૦૬૦માં જાદવાસ્થળી ખેલાઇ ને દ્વારિકાપ્રલય થયો. અને તે પછી પાંડવોએ મહાપ્રસ્થાન કર્યું ને હિમાલયવાસ કીધો.

મહારથી કર્ણનાં કવચકુંડલ જન્મસંગાથી હતાં, અને એ સુવર્ણકવચ સર્વાંગ દેહને આચ્છાદી રહેતું. પણ એ સુવર્ણકવચ ત્વચાની પેઠે દેહને ચોટેલું હતું ? કે સર્પની કાંચળીની પેઠે ઉતારાય એવું હતું ? નિત્યનિત્યે કર્ણરાજ ન્હાતા ત્યહારે જળધારાથી શરીરને ધોતા કે કવચને ? આ કાવ્યમાં એમ લીધું છે કે મહારથી કર્ણનું સુવર્ણકવચ પ્હેરાતું અને ઉતારાતું; નિજ મહાધનુષ્ય વિજયની સંગાથે કર્ણરાજ કવચકુંડળની પણ નિત્યપૂજા કરતા.

આ તો થોડી વાનગીઓ છે. મહાભારતમાંનાં આશ્ચર્યો આથી અધિકાં છે.




# ૧૪, બ્રાહ્મણ ક્ષત્રિય થાય ત્ય્હારે?

રાવણ બ્રાહ્મણ મટી રાક્ષસ થયો ત્ય્હારે લંકામાં કાળ ઉતર્યો.

બ્રાહ્મણ બ્રાહ્મણ મટી ક્ષત્રિય થાય ત્ય્હારે ત્ય્હારે માનવ જગતે ક્રાન્તિકાળ ઉતરે છે. વિશ્વામિત્ર ને અગસ્ત્ય રામચન્દ્રજીના ધનુર્વિદ્યાના ગુરુઓ હતા, રઘુવીરના સંગ્રામસાથીઓ નહોતા. પરશુરામે પરશુ ઉપાડી, બ્રાહ્મણ મટી ક્ષત્રિય થયા, શાસ્ત્રને બદલે શસ્ત્ર ધાર્યા, પૃથ્વી નક્ષત્રી કીધી, સમન્તપંચકના ધરા ભર્યા એમ પિતૃતર્પણ કીધું, ત્ય્હારે ત્રેતા ઉતર્યો ને દ્વાપર બેઠો. ત્ય્હારથી બ્રહ્માવર્ત આર્યાવર્તનું સંગ્રામતીર્થ થયું. દ્રોણ ગુરુ પાંડવકૌરવના ધનુર્ગુરુ થયા તે બ્રાહ્મણધર્મ હતો; પછી કુરુક્ષેત્રમાં સંગ્રામ સ્વામીત્વનો અભિષેક અંગિકાર્યો તે ક્ષત્રિયધર્મ હતો. એ ક્ષાત્ર ધર્મ અંગિકારવાને માટે અવસાનકાળે દ્રોણાચાર્યને દેવોએ ઉપાલંભ દીધાનું મહાભારતકાર કહે છે. परधर्मो भयावह. રૌદ્રી–પોષી ચૌદશની અન્ધારી કાળરાત્રિએ અશ્વત્થામાપ્રમુખ બ્રાહ્મણ-ત્રિપુટિએ વર્તાવેલા કેરના ને અઘોર કર્મના ભયંકર પડઘા આજ પાંચ હજાર વર્ષે યે આથમ્યા નથી, સંભળાય છે. ત્ય્હારે દ્વાપર ઉતર્યો ને કલિ બેઠો. યૂરોપઅમેરિકાના ઈતિહાસો પણ એવું ભાખે છે. પીટર ધ હરમીટે ક્ષાત્રઉદ્‌બોધ કીધા પછી તેર ક્રુઝેડો ખેલાઈ. થોરોએ માનવહક્કનું શાસ્ત્ર લખ્યું; પછી અમેરિકાનું સ્વાતંન્ત્ર્યયુદ્ધ ખેલાયું. વોલ્ટેર અને રૂસ્સોએ વિપ્લવવાદની અક્ષર







ગંગા વહાવી; પછી ફ્રેંચ વિપ્લવ થયો. કાર્લ મેક્ષે પરસેવાની દૌલતનું નવશાસ્ત્ર ઉદ્‍બોધ્યું; પછી રશિયામાં રાજક્રાન્તિ ને સાંસ્કૃતિક ક્રાન્તિ થઇ.

જ્‌હારે જ્‌હારે બ્રાહ્મણ ક્ષત્રિય થાય છે, ત્‌હારે ત્‌હારે માનવજગતે જગતવિપ્લવ ઉતરે છે. ભૂદેવોએ પૃથ્વી ક્ષત્રિયોને સમર્પી કે રક્ષો. પણ ઇતિહાસનો એક ને અખંડ જયોચ્ચાર એ છે કે 'પૃથ્વી કોઇની થઇ નથી.'







# ૧૫, મહાભારતમાંનું કાવ્યદર્શન

મહાભારતમાંની કવિતાશૈલી એકલભોગી નિજાનન્દીની નથી. માનવકલ્યાણ ને લોકસંગ્રહ છે મહાભારતની કાવ્યપ્રેરણાઓ.

મહાભારત એકલભોગ્ય નથી, સર્વભોગ્ય છે.

મહાભારતની વિરાટ વિશાળતાનું શ્રીમદ્ ભગવદ્ગીતા તો ન્હાનકડું અંગ છે—અંગુલિ છે; સવાલક્ષ શ્લોકમાંથી સાતસો જ શ્લોકની. પણ એનો અંગુલિનિર્દેશ સાચો છે. એ અંગુલિમાં યે એ વિરાટકાવ્યની મહાકવિતાનાં હૈયારૂધિર વહે છે, એ જ વિશ્વપડછન્દવે નાડીધબકાર ધબકે છે. શાસ્ત્રવિદો અણુમાં વિશ્વદર્શન કરે છે, તેમ ગીતાજીના મહાઅણુમાં આપણે મહાભારતને નિરખિયેપારખિયે.

આ પ્રસ્તાવનામાંની ૧૫ મી ૧૬મી ને ૧૭મી કાંડિકાઓ 'શ્રીમદ્ ભગવદ્ગીતામાંનું કાવ્યદર્શન' એ નામના સં. ૧૯૯૬ના ગીતાજયન્તિપ્રસંગે દયારામભૂમિ દર્ભાવતિમાં આપેલા મ્હારા વ્યાખ્યાનમાંથી અવતરણો છે.

'શૃંગાર રસનું રસાલેખન એ જ કવિતા' એ અધૂરી ને એકદેશી કાવ્યવ્યાખ્યાનો કો ઉપાસક ગીતાજીમાં કવિતા શોધવા જશે તો તે ભૂલભૂલૈયે ભૂલો પડશે. મહાભારતના અંગ શ્રીમદ્ ભગવદ્ગીતામાં, રસ ભાવ કલ્પના માધુર્ય પ્રસાદના કાવ્યસ્વા-







મીની મહાભાગ લોકસંગ્રહલક્ષી મહાકવિતા છે, ને શોધશે ત્હેમને જડશે.

ગીતાકવિતામાં વીર છે, વિરાટ છે, જન્માન્તરની વાર્તા છે. ગીતાજીમાં વારે ઘડીએ ધ્રુવપદના ટેટાઓ ફૂટે છે કે तस्मात् युद्धयस्व, भारत! ગીતાજીમાં શાન્ત રસ છે જ્ઞાન ને વૈરાગ્યની શ્લોકાવલિઓમાં. ગીતાજીમાં શ્રી કૃષ્ણનું મન્દ મન્દ હાસ્ય છે—तमुवाच हृषीकेशः प्रहसन्निव. ગીતાજીનો આખો પ્રથમોધ્યાય વિષાદયોગનો છે; પ્રથમ દુર્યોધનવિષાદનો ને પછી અર્જુનવિષાદનો. કૌરવરાજની વિષાદછાયા વિડારવાને કુરુક્ષેત્રમાં

ત્હેને જન્માવતા હર્ષ પ્રતાપી તે પિતામહે
કુરુવૃદ્ધે શંખ પૂર્યો કરીને સિંહગર્જના.

અને અર્જુનની વિષાદછાયા ઉતારવાને કૃષ્ણચન્દ્રે ગીતા ગાઈ. એ પ્રથમોધ્યાય છે મહાવીરની માર્દવતાનો, યોધરાજની મહાનુભાવિતાનો. આ રહ્યા પૃથ્વીગાજન્તા પાર્થબોલઃ—

અશસ્ત્ર, સ્હામા ન થનારને મ્હને
કદાપિ જો એ કર શસ્ત્ર ધારીને
હણે રણે કૌરવબન્ધુ માહરા,
તો ક્ષેમ મ્હારૂં વધુ થાય, હે હરિ!
વદીને એવું સંગ્રામે શોકવિહ્વળ ચિત્તનો
બેઠો રથાસને પાર્થ, વિસર્જી બાણચાપ સૌ.







ઉપમા એ દલિલ નથી; દલિલની શબ્દવેધી સચોટતા છે. માર્ટિનો ને સ્પેન્સરની અજ્ઞેયવાદની જ્ઞાનચર્ચામાં ઉચ્ચારાયેલા માર્ટિનોના એક ન્હાનકડા વાકયનો બાણટંકાર આજ ચાલીસે વર્ષે યે હૃદયપુટમાં ઝણકયા કરે છે કે The Theory of Unknowable is like silence; you break it as soon as you assert it. ઉપમાના એ વેધક જેમને કારણે ભજનકારોએ ભાખ્યાં છે 'શબ્દોનાં બાણ'; હૈયાં સોંસરવાં એ વીંધીને નીકળે. 'મન બાંધવું ને વાયુ બાંધવો બે સરખાં' એ કૃષ્ણબોલની મનોવેધકતા चंचलं हि मनः, कृष्ण! એ પાર્થબોલમાં નથી.

> દેહીને જેમ આ દેહે બાલ્ય યૌવન ને જરા,
> ત્હેવી દેહાન્તરપ્રાપ્તિ, ત્હેમાં મોહે ન ધીર કો.

માનવીના આયુષ્યપલટાઓના જેવો જ મૃત્યુપલટો છે એ એ શ્લોકમાંની પલટસમાનતા ધીર પુરુષનો પાએક શોકમોહ ઉતારી નાંખે છે.

> જેવી રીતે જીર્ણ ઉતારી વસ્ત્રો
> ધારે નવાં કો નર અન્ય ચીર;
> ત્હેવી રીતે જીર્ણ શરીર ત્યાગી
> દેહી બીજા દેહ નવીન ધારે.







કાર્લાઇલની Clothes Philosophyના ભાષ્યવિસ્તારો એ એક ગીતાશ્લોકના અર્થવિસ્તારો સમા નથી ભાસતા?

ન છેદે શસ્ત્રના ઘાવ, ન બાળે અગ્નિ એહને;
ન ભીંજે પાણીનાં પૂર, ન શોષે વેગ વાયુના.

આત્માની અજરતા અમરતા અલિપ્તતા વણકરમાવાપણું એક અનુષ્ટુપનાં ચાર પદમાં ગીતકારે સંચ્યાં છે એવું તો બીજું આપણા સૂત્રકારોએ કીધું છે.

જ્યહારે જ્યહારેજ અન્ધાર ધર્મનો થાય, ભારત!
જામે અધર્મનાં જૂથ, ત્યહારે હું નિજને સૃજું.
તારવા સાધુ ને સન્ત, દુષ્કર્મીને વિડારવા,
ધર્મ સંસ્થાપવા અર્થે જન્મું છું હું યુગે યુગે.

યુગયુગાન્તરમાં ગાજન્તી એ શ્લોકયુગ્મકની ઘોષણા એમાંના સત્યની છે એટલી એમાંની કવિતાની છે.

વિભૂતિયોગના દસમા અધ્યાયમાં નક્ષત્રોમાં હું ચન્દ્રમા, વેદોમાં હું સામવેદ, મેરુ હું ગિરિમંડળે, સરોમાં છું હું સાગર, સ્થાવરોમાં હિમાલય, ધેનુમાં કામધેનુ હું, નદીઓમાં હું જાહ્નવી, ગાયત્રી છન્દમંડળેઃ એમ ૨૦-૨૨ની શ્લોકાવલિમાં વિશ્વવિભૂતિઓને વર્ણવીને ઉપસંહારનું શ્લોકયુગ્મક સૃજનસરવાળો બોલે છે કે







જે જે ઐશ્વર્યવન્તું હો, શ્રીવન્તું, વા પરાક્રમી,
તે તે સૌ જાણજે મ્હારા થયેલું તેજઅંશથી.
અથવા આ બધું જાણ્યે ત્હારે શો અર્થ? અર્જુના
ઉભો છું એક અંશે હું થંભાવી આખું આ જગત્.

અને ઉડી જતી મેઘગર્જનાઓની દિશામંડળ પાછળ આથમતી પડધાપરંપરા સમી શ્રવણપુટમાં જ નહિ, હૃદયકુંજમાં જ નહિ, જીવનઘટાઓમાં ઘોરમતી ગીતાઉદ્દ્બોધના છેલ્લા શ્લોકોની મહાશબ્દ ચરણાવલિઓઃ

સર્વ ધર્મો પરિત્યાગી લે મ્હારૂં શર્ણ એક તું;
હું ત્હને સર્વ પાપોથી મુકાવીશ જ, શોચ મા,

× × ×

મોહ ભાગ્યો, સ્મૃતિ લાધી, મ્હને આપ પ્રસાદથી;
ઉભો છું સંશયવામ્યો, વેણ પાળીશ આપનું.

અને ઉત્સાહની ઉર્મિઓ ઉછાળતા, પાંચ હજાર વર્ષોથી જાણે વળીવળીને ઉઠતા ને સંભળાતા, છેલ્લા છેલ્લા પેલા ભારતગાજન્તા સંજયના વિદાયબોલઃ

એ વિધ્યે મ્હેં મહાત્મા તે પાર્થ ને વાસુદેવનો
સુણ્યો સંવાદ આ, રાજન્! રોમાંચકારી અદ્દ્ભુત.







સાક્ષાત્ યોગેશ્વરે કૃષ્ણે ભાખિયો જે સ્વયં મુખે
સુણ્યો વ્યાસપ્રસાદે મ્હેં યોગ આ ગુહ્ય ને પરમ્.
રાજન્! સ્મરી સ્મરીને આ પુણ્યસંવાદ અદ્‌ભુત
પાર્થકેશવ કેરો, હું આનન્દું છું ઘડી ઘડી.
ને એ સંભારી સંભારી હરિનું રૂપ અદ્‌ભુત
મહાવિસ્મય પામું હું, ને હર્ષું છું વળી વળી.

રાજેન્દ્ર! યોગેશ્વર કૃષ્ણ છે જ્યહાં,
ને પાર્થ છે જ્યાંહિ મહાધનુર્ધર,
ત્ય્હાં લક્ષ્મી છે, ને જય છે, વિભૂતિ છે,
ને, માનું, ત્ય્હાં છે ધ્રુવ નીતિમન્ત્ર સૌ.

ગીતાજીના એ વિદાયબોલ તો છે જાણે કાળની ગુફામાં આથમી જતા કુરુક્ષેત્રના મહાપડઘાઓ. એ આથમે છે, પણ શમતા નથી.

નક્ષત્રોનાં ઝૂમખાંઓ આકાશમંડળને શોભાવે–શણગારે છે તેમ મહાભારતને કવિતાના તેજતારલાઓ શોભાવે–શણગારે છે. અને મહાભારતના કાવ્યરંગો છે એ જ છે ગીતાજીના કાવ્યરંગો.

પણ ગીતાજીની પરમ કવિતા તો છે વિરાટદર્શનના એકાદશમા અધ્યાયમાં. વિરાટદર્શનના અધ્યાયમાં છે ગીતાજીનાં કાવ્યશિખરો કાંચનજંગા ને ગૌરીશિખર. ગીતાજીની જ અજરામર







શબ્દાવલિમાં કહીએ તો ગીતાકારની કાવ્યોર્મિઓ ત્યહાં 'નભસ્પર્શી' થાય છે; અને આભ ને પાતાળ વચ્ચે હિન્ડોળા ખાતી ખાતી

આ પૃથ્વિ ને વ્યોમનું અન્તરિક્ષ

ભરીને ઉછળે છે. વિરાટસ્વરૂપનાં 'શશિસૂર્ય નેત્રો' ને 'કાલાગ્નિ જેવાં મુખડાં નિહાળી,' અને એ વિકાસેલી મુખકન્દરાઓમાં

દેખીને ત્યહાં દન્તના મધ્ય માંહી
ચોટેલા કો મસ્તકચૂર્ણ શૂરા

મહાધન્વા અર્જુન પણ કંપી ઉઠયો ને 'દિશા ભૂલ્યો.'

જેવાં નદીનાં બહુ નીરવ્હેણ
વેગેથી સિન્ધુની ભણી વહે છે;
જ્વલન્ત મુખો તમ માંહિ તેમ
આ વીર પેસે નરલોક કેરા.

એ શ્લોકનું કાવ્યવિવરણ જરા વિચારી જોઈશું ? સાગર સમોવડું વિશાળ કાળબ્રહ્મનું ઉઘાડેલું સર્વતોગ્રાહી મુખ અને જગતની 'રોમે રોમની અનન્ત દિશા'ઓમાંથી કાળબ્રહ્મના એ સાગરમુખમાં ધસી આવતા નરલોકના માનવરાજોના મહાપ્રવાહો; મહંકાળના મૃત્યુમુખ ભણી અવિશ્રાન્ત વહે જતા અને અન્તે એ મહંકાળેશ્વરના સાગરમુખમાં સમાતા માનવવંશની આખરી વિધિવિવશતાનું નિર્માણદર્શન એ ચાર ચરણોમાં વીજળીછટાથી ઝબકે છે.







વિરાટનું 'ઇશ્વરી રૂપ તે પરમ્' પ્રગટ થયે ગીતાકાર કહે છે કે

ઉગે જો સામટી આભે સહસ્ત્ર સૂર્યની પ્રભા,
તો ભાસે તે પ્રભા એહ મહાત્માની પ્રભા સમી.

ગીતાકારની કવિતા તો આભમાં હજાર—હજાર સૂર્ય સામટા ઉગવાની વાતો કરે છે.

બ્રહ્માંડની સીમા તે ગીતાકારનાં કલ્પનાઉડ્ડયનોની સીમા.

અને પછી कालोऽस्मिની ગર્જના થઇ ગયે પાર્થ ઉચ્ચરે છે કે ત્હમે અનન્ય છો, અનધિક છો.

પિતા જ છો લોક ચરાચરોના,
અને ત્હમે પૂજ્ય મહાગુરુ છો;
નથી સમો અન્ય, અધિક તો કો
ત્રિલોકમાં યે ? અનુપપ્રભાવી !

અને જગતના કવિતાદેશે મહાભારતની યે કવિતા છે અનન્ય ને અનધિક.

સુભાષિતનો એક બોલ છે કે उपमा कालिदासस्य; ખરો છે. સુભાષિતનો બીજો બોલ છે કે बाणोच्छिष्टं जगत् कृत्स्नम्; લગભગ સાચો છે.—સાગરમાં જતાં વધે એ નદીઓમાં ને સરોવરમાં ઉભરાય. ખરૂં: શાકુન્તલ ને ઉત્તરરામના કલાનાથો કાલિદાસ







ભવભૂતિના કાવ્યાલંકારો સુન્દર છે; સૂર્યચન્દ્રને રૈવતહસ્તિના બે પાર્શ્વના બે ઘંટરાજ કહેતા ને અભ્ર ઉપર અભ્ર આચ્છાદી કાવ્યકક્ષાનો ઘટાટોપ રચતા કાવ્યસ્વામીઓ માઘબાણની ઉપમાછટા ભવ્ય છે; પણ કવિતાદેવ મહાભારતકારની કાવ્યલક્ષ્મી વિરાટસ્વરૂપિણી છે.

ગીતા અનન્તા છે.

ભારતીય કવિતાલક્ષ્મીનું ગીતા, નથડી નહિ, નથડીનું મહાજ્યોત મોતી છે.

(“ શ્રીમદ્ ભગવદ્ગીતામાંનું કાવ્યદર્શન ” એ મ્હારા વ્યાખ્યાનમાંથી.)







# ૧૬, મહાભારતમાંનું પાત્રદર્શન

મહાભારતની કવિતા ત્હેના સવા લાખ શ્લોકપૂરમાં છે એથી અધિકી એનાં પાત્રાલેખનમાં ને એનાં આખ્યાન ઉપાખ્યાનોની ગૂંથણીમાં છે. મેઘદૂત ને ગીતગોવિન્દ એટલે કાવ્યકુંજો; રામાયણ ને મહાભારત એટલે જગતકવિતાનાં મહાવનો. ઝરણાંઓ ગૂંથાઈ વ્હેળાઓ થાય છે, અને વ્હેળાઓ ગૂંથાઈ નદીઓ બને છે, અને નદીઓ ગૂંથાઇ સિન્ધુ કે બ્રહ્મપુત્રા સમા મહાનદ બને છે: એ જળગૂંથણીના જેવી છે મહાભારતમાંનાં આખ્યાનઉપાખ્યાનોમાંની રસગૂંથણી. મહાવનમાં ટેકરી ઉપર કો યોગેશ્વરનો ફૂલવેલછવાયેલો યોગાશ્રમ હોય એવો છે શ્રી કૃષ્ણયોગેશ્વરનો કાવ્યગીતસોહામણો ગીતાજીનો યોગાશ્રમ.

મહાભારતના મહાવીરોની ગુણાવલિ અસ્ત્રશસ્ત્રો પરાક્રમ પુરુષાર્થો—સૌ છે મહાકાય, એમની જીવનચોપાટે મહાકાય; એમના મનોરથો ને મનોભાવો પણ શિખરઉંચા અને આભ ઉંચા. બાણોથી વીંધાઈ ભીષ્મ પિતામહ પડયા ત્ય્હારે બાણુ-શય્યામાં જ સૂતા; પિતામહનું ઓશીકુ હતું બાણુત્રિવલ્લીનું; પિતામહને પાણી પાવાને પાર્થ પાતાળગંગા ફોડે. ભીમના ગદાઘાવ ને અર્જુનના ગાંડીવટંકાર, અશ્વત્થામાના બ્રહ્માસ્ત્ર ને રૌદ્રીસંહાર, એમના શંખનાદોના સમાં, સો આભભરતાં.







કાળની ગુફાઓ ઘેરાવતા એમના પડઘાભણકારા તો જાણે આજે ય સંભળાય છે.

મહાભારતનું પાત્રાલેખન પણ છે મહાકાય. વ્હેંતિયા વામનજીઓ એમાં નથી એમ નહિ; પણ સોળ વર્ષનો અભિમન્યુ યે છે મહાભારતનો મહારથી. નેપોલિયન ૩૫ ને ૪૦એ યૂરોપ ઘૂમતો, ૪૫એ સેન્ટ હેલીનામાં પૂરાયો હતો. કુરુક્ષેત્રનો એ રણસંગ્રામ ન્હોતી બાળરમત કે ન્હોતો જોબનખેલ; પણ ૧૯૧૪ની યૂરોપી જાદવાસ્થળીમાં સહુ સંગ્રામપક્ષના ઘણાખરા સેનાધિપતિઓ શીત્તેર શીત્તેર વર્ષના વયોવૃદ્ધો ને વીરત્વવૃદ્ધો હતા, તેમ મહાભારત સંગ્રામમાં યે યુધિષ્ઠિર અર્જુન ને ભીમ, દુર્યોધન ને કર્ણ, દ્રુપદરાજ ને વિરાટરાજ ૭૦–૭૫થી ન્હાનેરા ન્હોતા. કૃષ્ણચન્દ્ર ૮૪ વર્ષના હતા. કુન્તાગાન્ધારીએ, વિદૂરે ધૃતરાષ્ટ્રે દ્રોણાચાર્યે સૈકડાની આસપાસનાં સ્હવાર દીઠાં હતાં. દેવદારુઓનાં એ મહાવનમાં યે સૌના શિરછત્રરૂપ ઝૂમતાઝઝૂમતા મહાદેવદારુ વૃક્ષરાજ સમા ભીષ્મ પિતામહે તો ૧૩૫ વર્ષની સન્ધ્યાઓ ઉગતી ને આથમતી નિહાળી હતી. મહાકાય માનવરાજો ત્‍હારે કુરુક્ષેત્રમાં ઘૂમતા હતા. મહાભારતનું પાત્રાલેખન સાચેસાચ! મહાકાય માનવરાજોનું છે.

નાટકના પડદાઓ ઉપર ચીતરાય છે એ નરનાર પાંચ ફૂટનાં હોય છે કે આઠ ફૂટનાં? દૂરથી યે દેખે ત્હેમને યથોચિત ભાસે એવી હોય કલાસ્વામીઓની કલામૂર્તિઓ. ધારાપુરીમાંની







દેવપ્રતિમાઓ આઠદસ ફૂટની છે કે વીસપચ્ચીસ ફૂટની? મહીસૂરમાં શ્રાવણુવેલ્ગ ગોલ્લાની સમીપના વિન્ધ્યગિરિને શિખરે ગૌતમેશ્વ ની પ્રતિમા છે તે ૫૭ ફૂટ ઉંચી અને સ્કન્ધેસ્કન્ધ ૨૬ ફૂટ પ્હો ળા છે.

પૃથ્વીમાં પાવાગઢ મ્હોટો રે;
કે ફરતી ડુંગરીઓની કોર,
વીંઝણો રમણ ચ્હડયો રે લોલ.

પૃથ્વીમાં પાવાગઢ મ્હોટો નથી. પણ વીસવીસ ગાઉથી આભને ઉમરે દર્શન દેતો પાવાગઢ ફ્હાનમના સપાટપ્રદેશની પૃથ્વીમાં ગગનકોરતો ગિરિરાજ સમો ઉભો છે. એ પાવાગઢની પાર્શ્વછાટોના પગથારે મૂર્તિઓ કોતરવી હોય તો કેવકેવડી કોતરશો? સિદ્ધાચળ ઉપરનો ભીમ દીઠો છે, અને અમેરિકાના સાગરદ્વારે દોઢસો ફૂટ ઉંચી સ્વતન્ત્રતા દેવીનું નામ સાંભળ્યું છે. વામનજીઓને ત્રણ માળનાં ઘર ઉંચાં ભાસે. પાંચપાંચ માળના ધામમિનારાઓ ઘણે ગામે દીઠા છે. સાતસાત માળની હવેલીઓની આપણી કાવ્યકલ્પના ને કોક વિરલી વાસ્તવિકતા. અમેરિકામાં સોસો માળની ગિરિવરઉંચી મહામહેલાતો હવે રચાઇ છે; એકમાં આખું ડભોઈ સમાય. નાટકપડદા ઉપર નહિ; પર્વતછાટે નહિ; મહાભારતકારે તો કાળપાટે ને આભપાટે મહામૂર્તિઓ માંડી છે. સવા લાખ શ્લોકોનું મહાભારતનું કાવ્યપૂર








મહાભારત છે, મહાવન સમી એની વાર્તાગૂંથણી મહાભારત છે, એ યોધરાજોની જીવનચોપાટ મહાભારત છે, કુરુક્ષેત્રની સંગ્રામ-રમણા મહાભારત છે, મહાભારતકારનું પાત્રાલેખન મહાભારત છે. (શ્રીમદ્ ભગવદ્ગીતામાંનું કાવ્યદર્શન—એ મ્હારા વ્યાખ્યાનમાંથી.)








## ૧૭, મહાભારતમાંની શબ્દશક્તિ

અને એ વિરાટકાવ્યની શબ્દઘોષણા ? મહાભારત ગાજતી ગિર્વાણવાણીની શબ્દશક્તિની શબ્દઘોષણા પણ મહાભારત છે. શંખો શીંગીઓ દુંદુભિઓ સમા જોડાક્ષરો, સમાસો, દીર્ઘ સ્વરોદયોના પડછન્દવા ત્યહાં પદે પદે સંભળાય છે. મહાશિવરાત્રિએ રેવતાચળના પદપટમાં ભવનાથનો સરોવરવિશાળો ચોક ને સાગરવિશાળો અન્તરિક્ષઘુમ્મટ ભજન ને રાસની રમઝટથી ગાજે છે એવો મહાભારતના પર્વપર્વનો ઘટાઘુમ્મટ કાવ્યબોલના શબ્દઘોરથી ગોરમ્ભાય છે. ગીતાકાર કહે છે કે રણસંગ્રામના આરંભકાળે પરાક્રમપુરુષોએ

शंखान् दध्मौ पृथक् पृथक्;

રાજન્ ! સર્વે દિશાએથી વાયા શંખો પૃથક્ પૃથક્.

અને

આભને અવનીને યે ઘોર નાદે ગજાવતા
તે ઘોષે કૌરવો કેરાં હૈયાંને ચીરી નાંખિયાં.

એક જ પદ સુણિયે; अजो नित्यः शाश्वतोऽयं पुराणः એમાંના પ્રલંબધ્વનિ સ્વરોદયો અને પછીના છેલ્લા અનુનાસિક શબ્દટંકાર એ મહાભારતની શબ્દશક્તિનો શબ્દટંકાર.

એવી છે ગીતાકારની શબ્દઘોષણા. વિરાટદર્શનનાં શ્લોકોસ્તોત્રો તે છે અનિયમિત આર્ષ છન્દાવલિમાં ગવાયેલાં.







શંખનાદ સમી એમની ભવ્ય ભીષણુબોલ ગીતાઘોષણા કદી યે સાંભળી છે? કવીશ્વર દલપતરામને ઘેર એકદા એક બરકાલવાસી ધનપાઠી સામગાતા પિસ્તાળીશેક વર્ષો ઉપર આવ્યા હતા, અને મેઘમરોડતા મહાશબ્દે ભારૂંડ સામ ગાયો હતો; જાણે ઘરઘરતું વ્યોમવિમાન ગર્જ્યું, જાણે થરથરતી આભછાછર થરથરી. વિરાટદર્શનના છે એવા વિરાટ પડછન્દવા.

મહાભારતના શ્લોકપડઘાઓ કાનમાં ભવ્ય ભણકારા ભરે છે.

મેઘ ગાજે, કાળ ગાજે, ગાજે ચૌદે બ્રહ્માંડ;
પણ તેથી યે પર પ્રભુવર ગાજે, એ ગીત લઈ લઈ ગા.
સાગર સખે! મુજ કાનમાં એવું કંઈ તો ગા.

મહાભારતના એવા છે સાગરશબ્દો.

ગમ્ભીરો, ગહરો, ઉંડો, ગરજતો, કો ગેબી આશિષ શો,
સિન્ધુ! ભવ્ય, ભર્યો ભર્યો, ગહન છે તુજ શબ્દ સોહામણો;
ઘનઘેરો, ઘનમીઠડો, ઘૂઘવતો, પ્રારબ્ધનાં પૂર શો,
શબ્દે શબ્દ સુણું, સુણું—ન સ્હમજું; આયુષ્યના ઘોર શો.

પ્રારબ્ધનાં પૂર સમો ને આયુષ્યના ઘોર સમો—એવો મહાભાવ છે સાગરશબ્દ; અને એવો છે મહાભારતનો શબ્દ-પડછન્દવો; મહાભારતની મહાનુભાવિતાને અનુરૂપ.







આયુષ્યનો ઘોર વિરલાઓ સ્હમજે છે. પ્રારબ્ધનાં પૂરની પેઠમ મહાસાગરની યે અવિરામ ઘોષણાના અર્થમર્મ કોક સ્હમજતાં હોય તો ભલે. પણ આપણાં સદ્‌ભાગ્યે મહાભારતની ભવભરતી શબ્દઘોષણાનો અર્થમર્મ શાન્તિપર્વમાં ભીષ્મ પિતામહ એક કાવ્યચરણમાં ઉચ્ચારી ગયા છે. શંકર ભગવાને કહ્યું છે કે મ્હારી મહાફિલસુફીનો સિદ્ધાન્તસાર હવે श्लोकार्धेन प्रवक्षामि; તેમ ભીષ્મ પિતામહ સાગરવિશાળા મહાભારતનો સારોદ્ધાર શ્લોકાર્ધમાં સારની બાણુશય્યામાંથી બોલે છે કે—

यत्र कृष्णस्ततो धर्मः, यतो धर्मस्ततो जयः.

હિમાલયની કવિતા છે તે છે મહાભારતની કવિતા. મહાભારતની, ને મહાભારતના અંગ ગીતાજીની, કવિતાનો પરમ રંગ છે મહામાનવતા.

મહાભારતના વિરાટકાવ્યમાં હોય ગીતાજીમાંનાં વિરાટદર્શન.

મહાભારતના કવિતામેઘ મહાભારત છે.

(શ્રીમદ્ ભગવદ્‌ગીતામાંનું કાવ્યદર્શન-એ મ્હારા વ્યાખ્યાનમાંથી.)

માનવવંશના ઈતિહાસમંડળે મહાભારત છે કાવ્યસૂર્ય.







# ૧૮, કપરો પન્થ

મહાકાવ્યના મનોરથનો મ્હારો પન્થ મ્હારે કપરો હતો. મહાભારતના જેવી મહાકવિતા મ્હારે ગાવી; પૃથક પૃથક પાવાગઢ સમાં મહાકાય મહાભારતપાત્રોનાં સાચાં–આબેહુબ વર્ણચિત્રો ચીતરવાં; મૂળમાંનાં અલંકારમહિમા શબ્દઘોષણા કવિતાકલાપ વર્જીને એવી નવસાગરઘોષણા ગુજરાતી શબ્દાવલિઓમાં ગોરંભાવવી; સાંગોપાંગ એ યુગદર્શન સરજવું; મહાભારતની મહાનુભાવિતા નવઅવતારે આણી મહાભારતના વિરાટકાવ્યને ચરણે, પિતાચરણે પુત્રને ધરે તેમ, અભિનવ મહાકાવ્ય ધરવું: એ ભાવસિદ્ધિ સુલભ નહિ, દુર્લભ હતી.

ન્હાની શી ગોરસીમાં મહામન્થન મ્હારે માંડવાનું હતું; ન્હાનકડા દર્પણમાં વિશ્વવિરાટને મ્હારે ઝીલવાનો ને દાખવવાનો હતો. કથાભાગના મૂલાધાર–વસ્તુવાર્તા શિવાય અન્ય સહુ વર્જવાનો સારસ્વતસંકલ્પ હતો.–અને ત્હો યે કો અણજાણ્યા માર્ગે વણજાણ્યું કંઈક આમાં આવી યે ગયું હોય.–પૃથ્વી ને આભનું અન્તર ભરતી એ મહાઘોષણા, એ મહાકવિતા, એ મહામાનવતાની કાંઈકે ઝાંખીઓ કરાવવી પાઠક ! એ ત્હને સ્હેલુ લાગે છે? મ્હને સ્હેલું ન્હોતું લાગતું.

મહાકાવ્યનો મારગ મ્હારે કપરો હતો. ડોલન શૈલીમાં ન્હાનકડું મ્હારે નવમહાભારત લખવાનું હતું.







સાગર ઉપર ચીલા પડતા નથી કે વટેમાગુને માર્ગદર્શન થાય. મહાનગરીઓમાં મહાજનો કોરેલા ધોરીમાર્ગે સંચરે છે; સાગર ઉપર સડકો નથી. સફર લાંબી હતી; પન્થ કપરો હતો.

મારગ વણચીલાનો હતો ખરો. પણ વેદવ્યાસદીધેલું મ્હારે હોકાયન્ત્ર હતું, સુકાન હતું. હલ્લેસાં મ્હારે ઘડવાનાં હતાં, શઢ મ્હારે ચ્હડાવવાના હતા, શઢમાંના પવન મ્હારે ભરવાના હતા, સફર મ્હારે ખેડવાની હતી. ઝૂકાવ્યું.

મહાભારતદીધું યુગદર્શનનું હોકાયન્ત્ર મળ્યું હતું, પાત્રદર્શનનું સુકાન સાંપડ્યું હતું. સ્વબાહુબળનાં હલ્લેસાં નવઘડવાનાં હતાં, કાવ્યધ્વજ શા શઢો નવચ્હડાવવાના હતા, કવિતાના નવવાયુઓ મંહી નવભરવાના હતા. પણ સૌ મહાકવિઓ નિજપાડી કેડીએ વિચરે છે ને? શું કાલિદાસ કે માઘ, શું ભવભૂતિ કે બાણ, શું પ્રેમાનન્દ દયારામ કે દલપત—સૌની કવિતાશૈલિ ને ભાષાશૈલિ નિજનિજની નિરનિરાળી. વિશ્વામિત્રે તેજતેજસ્વી ગાયત્રી છન્દ ગાયો; વાલ્મીકિમુખમાંથી ફૂલપાખંડી જેવો અનુષ્ટુપ ખરી પડ્યો; શેક્ષપીયરમિલ્ટને બ્લેન્ક વર્સનાં મોજાં ઉછાળ્યાં; ફ્રેંચ ભાવનાવાદીઓએ Vers libreની નિર્ઝરણીઓ વહાવી; વોલ્ટ વ્હીટમેને Free verseનાં પૂર છલકાવ્યાં; યથાશકિતમતિ ન્હાનાલાલે ડોલન શૈલિની પાંખો પ્રગટાવી. વણખેડયા સાગર કોલમ્બસ ખેડતો; વણવાયુસંચારી વિશ્વમંડળમાં વિશ્વગુરુત્વાકર્ષણને ઢૂંઢતો ન્યૂટન







વિચરતો; પવનપાવડીએ જોગન્દરો લોકલોક ઘૂમી આવતા. મહાકાવ્યની મહાઘોષ શબ્દશક્તિ ને વીરગાથાની વીરકવિતાવાણ, મહાછન્દની પેઠે, મ્હારે નવસરજવાનાં હતાં. પૃથ્વીનો પગથાર પૂરાણો છે; ને એ પુરાણા પૃથ્વીપગથારે સૌ નવમહેલાતો માંડે છે. વાર્તાવસ્તુનો ઇતિહાસપગથાર મ્હારે ભારતપૂરાણો હતો; નવી દુનિયાં જેવી કવિતાસૃષ્ટિ મ્હારે નવી સરજવાની હતી. નવમહાભારત લખવું એ સાચેસાચ મહાભારત કામ ભાસતું.

પછીથી સરળ થયું, પણ આરંભમાં કપરૂં લાગ્યું તે તો વીરગાથાની કાવ્યભાષાનું નવસૃજન.

સફર લાંબી હતી; પન્થ કપરો હતો; સાગરે ચીલા હતા નહિ. પણ યુગયુગનો સાગરસફરી ગુજરાતી સાગર ખેડતાં ડરે ખરો? નૈયાં વ્હેતી મૂકી.

વનરાજ નિજપાડી વાટે વિચરે છે ને? નિજપાડી વાટે ન વિચરવું હોય તે મહાકાવ્યનો મારગ ખેડે નહિ. નિજપાડી કેડીએ મ્હારૂં નાવડું ઝૂકાવ્યું.

શઢ ચ્હડાવ્યા ને ભાવિ શ્રી હરિને સોંપ્યું.

શ્રી હરિએ કદી કોઈની યે સાચી શ્રદ્ધાને નન્દવી નથી.







## ૧૯, આત્મનિષ્ઠા અને દૈવી દોરવણી

પણ એ કપરા પન્થે અડગ આત્મનિષ્ઠા હતી, વણભૂલતી ને વણભૂલવતી દૈવદોરવણી હતી. એ બે પાંખે તો આભ પણ ઓળંગાય.

અને એ મ્હારી આત્મનિષ્ઠા નિરાધાર ન હતી.

પ્રથમ પગલે હતી પિતાબક્ષી કવિતાદર્શનની પાંખો અને ગુરુદીધી ઈતિહાસદર્શનની આંખો. મહાકાવ્યના આરંભકાળે એ પાંખોને ને એ આંખોને હતા ૩૦–૩૫ વર્ષોના જગતઅનુભવો. આત્મનિષ્ઠા પાંગળી ન હતી.

અને બીજે પગથિયે હતી પેલી મ્હારી એકલપંડે ઉભવાની બાળાપણની ટેવ—કે કુટેવ.

These are Clan Alpines' warriors true,
And Saxon! I am Roderick Dhu.

He manned himself with dauntless air,
Returned the Chief his haughty stare.

His back against a rock he bore,
And firmly placed his foot before.

Come one, come all ! This rock shall fly
From its firm base as soon as I.




સ્કોટના કાવ્ય 'સરોવરની સુન્દરી'માંનાં પંચમ કાંડમાંનાં એ વીરચરણો કુમારાવસ્થાનાં શાળાવર્ષોમાં આનન્દતા પ્રોત્સાહી કંઠે હું ગાતો. સ્હામી મીર સ્હામે એકલપંડે ઉભી શકતો નથી તે સંગાથની ઝાંખરવેલીઓમાં અટવાઈ રહે છે. જન્મમરણના જગત્પારના મહામાર્ગો સહુએ એકલપંડે જ ખેડવાના હોય છે.

કવિવરો કવિતા લખે છે ત્ય્હારે એકલપંડે હોય છે કે બેકલપંડે ?

ગિરિવરોને શિખરે શિખરે દુર્ગરાજો પણ ઉભે છે એકલપંડે.

અને ત્રીજે પગથિયે હતી દેશી ને પરદેશી મર્દાની ખેલોમાંથી સાંપડેલીસંઘરેલી મરદાનગી. પોળમાં સીમમાં ખેલમયદાનમાં વાછડા જેવો ઉછળતો, ઋષભ શો સ્કન્ધે સ્કન્ધ ભરાવતો. પાર્થનાં ગીતાભાખ્યાં વિશેષણો છે ભરતર્ષભ અને નરપુંગવ. એ છે માનવીમાનવીમાંની Healthy Animalism.

અને કૌમારકાળની એ Healthy Animalismને પોષી હતી આપણા માણભટ્ટોએ. વ્યાસબોલની એ પડઘાપરંપરા આજે અર્ધી સદી પછી યે જાણે આભમાં ગાજતી સાંભળું છું.

અરે ! કોઈ ઉઠો–ઉઠો રાયે,
મચ્છા વેધી વરો કન્યાયે.




મારો–મારો સાંભળાય, મારો–મારો સંભળાય;
ધરતી લાગી ધ્રૂજવા, ને ઉથલપાથલ થાય:
મારો—મારો સંભળાય,

ત્રણચાર હજારની માનવમેદનીના શોરબકોરથી વાતાવરણ ઘોરમતું હોય, બટવામાંથી વ્યાસજી તંબાકુના ચપટા ભરી વાગોળતા હોય, જોડિયા દીપકજ્યોત સંકોરતા હોય, સહસા એવામાં માણરણકો રણકે ને શંખનાદ સમા ધીરગંભીર પ્રલંબધ્વનિ સૂરે વ્યાસજી લલકારી ઉઠે:

વૈશમપાયેન એણી પેર બોલ્યા.

એટલું લલકારતાં દસ સેકન્ડ લાગે. પણ એ અડધા ચરણોચ્ચારે તો અડધઝાઝેરોક શોરબકોર શમી જાય.

તું સુણ, જનમેજય રાયે !

પ્રથમ ચરણ પૂરું થતાંમાં તો સોપો પડી જાય, વ્યાસજીના જાદુબોલથી માનવમહેરામણ ખળભળતો થંભે. શરદનાં ખેતરોમાંના ભર્યાં ભર્યાં ડૂંડાઓ સમાં નર ને નાર સહુ ઉત્કંઠ થઇ બિરાજે.

વિસ્તારી તુજને સંભળાવું–કહું ભીષ્મપરવ મહિમાયે:
અહો રાયજી ! સુણિયે.

વ્યાસજીનો શંખનાદ બ્હારીઓમાં સંચરતો, ઝરૂખાઓમાં ઢોળાતો, છાપરાછાપરાની પાંખે પાંખે જઇને બેસતો. હાથી એમ







હુંકારે છે, વીર એમ ગાજે છે. અમ બાળમંડળને થતું કે આપણે યે એવા ગાજીએ.

રણશીંગડું એમ ગાજે છે, શંખઘોર એવો ગોરંભે છે.

પચ્ચાસ વર્ષો પૂર્વે એમ માણભટ્ટો સજીવન રાખતા'તા આપણી ગુર્જર મહાપ્રજાનો મહાભારતનો રસાસ્વાદ.

ચોથે પગથિયે હતો અઢારેક વર્ષોના દીર્ઘકાળનો નિત્ય નિત્યનો મ્હારો ક્ષાત્રસંપર્ક. ક્ષત્રિયશાળામાં દૈવે શિક્ષક નિર્મ્યે ક્ષત્રિયસંપર્ક મ્હને સહેજે સાંપડ્યો. ક્ષત્રિયવંશીનાં રતુંબડાં નેણ, ચાપ જેવી એમની ગોરમ્ભતી ભમ્મરો, એમની કરડી વાણ, એમના અંગના આમળા ને મરડાટ, એમની ઉદારતા ને ઓજસ્વિતાઃ એમના હૈયાભાવ બોલતા. બ્રાહ્મણવૈશ્યને તેમ ક્ષત્રિયને યે આજ રજ ચ્હડેલી છે, છતાં ક્યહારેક ક્યહારેક મેઘાચ્છાદનમાંથીયે સૌની વીજળીઓ ઝબૂકે છે. મ્હારા શિષ્યપરિવારને મ્હેં કાંઇક ભણાવ્યું હશે-ઘણાખરા આજ ગુણભાવે ને ગુરુભાવે સંભારે છે.–તો એ મ્હારો હતો શિક્ષકધર્મ. પણ મ્હારા શિષ્યપરિવારે મ્હને કાંઈ ઓછું ભણાવ્યું નથી. જેવાં છે ત્હેવાં–આપણા યુગ જેવાં ને આપણા દેશ જેવાં–ક્ષાત્રવર્ચસ્નાં તેજદર્શન એમણે મ્હને કરાવેલાં છે. એ ક્ષાત્રતેજદર્શનનાં પણ મ્હને મળ્યાં છે મ્હારા વીરગાથાના કપરા માર્ગે વણવિસારાતાં સંભારણાં.







અને પાંચમે પગથિયે છે અમ દલપતવંશની ૧૮૪૮ થી ૧૯૪૦ પર્યન્તની લગભગ દસ દાયકાની અવિશ્રાન્ત કાવ્યોપાસના. જગતઈતિહાસે ભાત પાડતી, યજ્ઞજ્યોત સમી પવિત્ર ને પાવનકારી, દલપતવંશની સદીભરની એ અખંડજ્યોત કાવ્યોપાસના હતી મ્હારી આત્મનિષ્ઠાનો અવિચળ સારસ્વત પાટલો.

અને છેલ્લે છેલ્લે એક ગોત્રકથા કહી લઉં કે વેદવ્યાસનો હું ગોત્રઅનુજ છું, હું યે ન્હાનેરો પારાશરગોત્રી છું. વ્યાસજીની જગતજાહ્નવી ને મ્હારૂં ગામઝરણું એક જ મહામેઘેઃવહાવેલાં છે. આજ પાંચ હજાર વર્ષે એ ગોત્રજ્યોતનાં તેજ કેટકેટલાંક રહ્યાં હશે તે તો ભગવાન જાણે. પણ વંશવેલનો ગોત્રતણખો છેક જ હોલવાયો નહિ હોય એવી આત્મનિષ્ઠાને ખોટી યે પાડશે કોણ?

આટઆટલું ભાથે ભરીને હું મહાકાવ્યના પન્થે પડ્યો.

અને દોરવણી હતી દૈવની. દૈવ રૂઠે તો દવ લાગે, ને દૈવ તૂઠે તો મેહુલા વરસે.

બ્રહ્મા ભૂલ્યો ન હતો, વિધિ પાંશરો હતો. વર્ષોનાં વનમાં દૈવ ડગ ભરાવતો હતો, ને મહાકાવ્યને માર્ગે દોરતો હતો.

પન્થ કપરો હતો, પણ વિધિ પાંશરો હતો.

૧૯૦૨થી અધૂરો પડેલો ઇન્દુકુમાર સરજાતોસુધારાતો હતો; ૧૯૦૪માં વસન્તોત્સવનું નવસંસ્કરણ થતું હતું; નવનવા







રાસગીતોની રસધૂન જામતી હતીઃ વીસમી સદીના એ પ્રથમ દાયકામાં–૧૯૦૧ થી ૧૯૧૦ પર્યન્ત–વેણુનાદની સંગાથે સંગાથે દુંદુભિનાદ પણ હૈયાદેશે ગાજતો હતો. મ્હારા ગીતાભાષાન્તરનો એ દાયકો–૧૯૦૧માં આદરેલું ભાષાન્તર ૧૯૧૦માં છપાયું. અને એ ભાષાન્તર સમશ્લોકી હોવાને કારણે મૂળગત શબ્દોનું પદોનું અલંકારોનું વિરાટદર્શનનું પાર્થકૃષ્ણની મહાકવિતાનું સર્વદેશીય ને તલસ્પર્શી સર્વાંગ અધ્યયનમનન એ દાયકામાં ચાલતું હતું. આગમને હું ન્હોતો જાણતો; અગોચરને ધાટે બેઠો બેઠો વિધિ આગમને વાંચતો હતો. વીરી સુભદ્રાએ વીર કૃષ્ણચન્દ્રને કહ્યું હતું તેમ વિધાત્રી જાણે મનમાં મનમાં ગણગણતી કે ત્હારે એક Lyricની વાંસળી વગાડવાની નથી, ત્હારે Epicનો દુંદુભિનાદ પણ ગજાવવાનો છે.

વિધિ એમ મ્હને મહાકાવ્યના મારગનો ભોમિયો કરતો.

અને પછી ’૨૬ના ઓકટોબરમાં મહાકાવ્ય પ્રગટવાનું હશે એટલે એ જ સાલ–’૨૬ના મે માસમાં માથેરાનશિખરે દૈવે વિશ્વગીતા લખાવી ને વિશ્વવિરાટમાં ઘૂમાવ્યોઃ જાણે કહેતું હોયને કે મહાકાવ્ય આદરતાં પહેલાં વિશ્વમંડળે જા ને જોઈ વળ.

મહાકાવ્ય માટેની આ સૌ દૈવકરાવેલી પૂર્વતૈયારીઓ હતી. રણરમણાને કાજે રથીને વિધાતા શસ્ત્રસામગ્રી જાણે સજાવતો હતો.







પછીનાં ચાર વર્ષો, '૨૬ '૨૭ '૨૮ ને '૨૯, આ વીરગાથાની મ્હારી કાવ્યયાત્રાનાં હતાં. અને તે પછી પાછો વિશ્રામઘાટે જઈને બેઠો; વળી પાછો બંસીબટને ઘાટે બેસી મ્હારી ન્હાનકડી વાંસળી વગાડવા માંડી. મહાકાવ્યનાં મહાવન મૂકી વળી ફૂલવાડીઓમાં ચાલ્યો. પણ અર્ધશતાબ્દી પછી, આયુષ્યના મહાવનમાં ઘૂમતાંરમતાં, સુવર્ણમહોત્સવના ને મણિમહોત્સવના અન્તરિયાળના દાયકામાં–'૨૭થી '૩૭–પ્રેરણાનાં જાણે પૂર ઉલટયાં હતાં, સાહિત્યપ્રવાહ જાહ્નવીવેગે વહેતો હતો. આયુષ્યની એ અદ્વિતીય સાહિત્યઋતુ હતી; આપણા સાહિત્યઇતિહાસની યે કદાચ એ વિરલ પ્રેરણાઋતુ હશે. જૂનાનવા પોણોસોએક ગ્રન્થો એ દાયકામાં છપાયા. એ દાયકો ભગીરથદાયકો હતો; પણ એ દાયકો વીરગાથાનો ન હતો.

છતાં એ દાયકામાં યે વિધિ પાંશરો હતો.

ભારતમહાસમ્રાટનાં કુંવરકુંવરીએ રાજવૈભવ ત્યાગી ભેખ લીધો, ધર્મસંન્યાસી થયાં, રાજ્યસંસ્થાપના કાજે નહિ–ધર્મ સંસ્થાપના કાજે સાગર ઓળંગી સિંહલદ્વીપે ગયાં એની મહાવાર્તા વિધિએ લખાવી. સંસ્કૃતિઓના સંગમઘાટે બેઠેલા, ૧૯મી સદીના આપણા સુદામાશાયી ગૃહસ્થસંન્યાસીની મહાકાવ્ય સમી જીવન કથા લખાવી ને નવયુગના યુગપલટાની આપણી મહાગાથા ભણાવી. પ્રથમ તૈયારીકાળમાં શ્રીમદ્ ભગવદ્‌ગીતાની મહાકવિતાનાં દોપિસ્તાં દૈવે ઘૂંટાવ્યાં હતાં, તેમ આ દ્વિતીય તૈયારીકાળમાં ઉપનિષદોની







મહાકવિતાનાં દીપિસ્તાં દૈવે ઘૂંટાવ્યાં. પ્રથમ કાળે કૃષ્ણપાર્થનો મહાસત્સંગ સધાવ્યો હતો; દ્વિતીય કાળે મન્ત્રદ્રષ્ટા ઋષિવરોના મહાર્ષિમંડળમાં મ્હને વિચરાવ્યો. અને '૨૬માં યુગપલટા પૂર્વે જેમ વિશ્વમંડળે ઘૂમાવી વિશ્વગીતા લખાવી હતી, તેમ '૩૯માંના વીરગાથાના પુનરાગમન પૂર્વે પૃથ્વીમંડળે ઘૂમાવી '૩૨માં લખેલી સારથીની કાદમ્બરી '૩૮માં પ્રગટાવરાવી. પ્રથમ કાળમાં ગીતા ને વિશ્વગીતા વીરગાથા કાજે સજતાં હતાં; દ્વિતીય કાળમાં ઉપનિષદો સંઘમિત્રા કવીશ્વર દલપતરામ સારથી વીરગાથાની કાવ્યવિભૂતિઓ સજાવતાં હતાં.

વિધિ એમ પાંગરો હતો ને મહાકાવ્યના પન્થે વાળતો હતો.

પણ પાઠક ! એ આમનિષ્ઠા ને દૈવદોરવણી પરિણામે સાચાં નીવડયાં છે ખરાં ? મહાભારતની મહામાનવતા ને મહાકવિતાનાં, એ વાક્ઘોષણા ને એ વિશ્વવિભૂતિઓનાં કંઇકે દર્શન આમાં થાય છે ખરાં ? ઇસ્લામી ઇતિહાસનવેશ લખે છે કે આજે યે મધ્યરાત્રિએ મધ્યરાત્રિએ કુરુમંડળના રણમયદાનમાં, કુરુક્ષેત્રના ત્રિકાળસન્દેશ સમી, કાળઘોષણા ગાજે છે ને જવલ્લાને સંભળાય છે. કુરુક્ષેત્રની એ કાળઘોષણાનો પડઘો આ મહાકાવ્યમાં સંભળાય છે ખરો ? ગુજરાતના નીલકંઠો ને મલ્લીનાથો જાણે. મ્હારી વતી તો મહાકવિ કાલિદાસે બે હજાર વર્ષ પૂર્વે એ પ્રશ્નનો ઉત્તર આપી દીધેલો છે કે ક્યહાં એ મહાસાગાર ને ક્યાં આ







નાવડું ? પવનપંખાળા ક્રિયા ક્રિયા ગરૂડરાજ ગગનમંડળને તરી ઉતર્યા ? મહાભારતનો સવાલક્ષપૂર શ્લોકભંડાર; અને કેટલાએક ચારચરણી શ્લોકોને કારણે અઢીલક્ષપૂર ઉપરની એની ચરણપાંખડીઓ. ગિર્વાણની એ અઢી લક્ષ ચરણોર્મિઓને દશેક હજાર ગુર્જર ચરણાવલિઓમાં નવઅવતારે અવતારવાનું આ કાવ્યગુન્થન. આ વિરાટકાવ્ય નથી, મહાકાવ્ય—વીરગાથા છે.

ભારતવર્ષનો જેટલામો ભાગ ગુર્જરદેશ છે, પુત્રી ગુર્જરગિરા કને માતા ગિર્વાણગિરાનો જેટલામો વારસાભાગ છે, મૂળ મહાભારતના સાગરમાંનો જેટલામો અંશ આ વીરગાથાના સરોવરમાં છે, એટલાં યે મહર્ષિ વેદવ્યાસની જગતજયિની કાવ્યઘોષણા, કુરુમંડળના જગતભીષણ કાળઘોષણા,ને કૃષ્ણચન્દ્રની ત્રિકાળગાજન્તી પાંચજન્યઘોષણા આ વીરગાથામાં સંભળાતાં હોય તો તો આ કાવ્યઆલેખક નિજને કૃતકૃત્ય માનશે.

ગુર્જરગિરા ગિર્વાણની પુત્રી છે; આ મહાકાવ્ય મહાભારતનો કુમાર છે. અને બીજા પાર્થ સમોવડ અભિમન્યુ સમો આ કાવ્યકુમાર હોય તો પ્રારબ્ધ ને પુરૂષાર્થની એ સફળતા.

વવેલાં પુણ્ય કોનાં ફળ્યાં નથી ? કે મ્હારાં અફળ રહ્યાં હોય?







# ૨૦, પરમ ગુજરાતીને ગાયો છે

**અને આ છે આપણા પરમ ગુજરાતીની ગુણગાથા.**

શ્રી કૃષ્ણ ગુજરાતના છે એટલા ભારતના છે, ને ભારતના છે એટલા પૃથ્વીના છે. છતાં નિર્વિવાદપણે કૃષ્ણચન્દ્ર સદીભરના ગુજરાતી છે.

૨૪ની વયે મથુરાનગરી ત્યાગી ને સુવર્ણનગરી દ્વારિકા વસાવી ને પશ્ચિમસાગરકાંઠે વાસ કીધો, ત્ય્હારથી શ્રી કૃષ્ણ ગુજરાતી થયા. લગભગ એકસો વર્ષનો શ્રી કૃષ્ણનો ગુજરાતવાસ. સૈકાભર સાગરઘોષણાઓ ત્ય્હાં ઘોળી ઘોળીને પીધી, અને એમ શ્રી કૃષ્ણ સુન્દર મટી ભવ્ય થયા. છ દાયકાભર સાગરઘોષણા પીપીને પછી શ્રી કૃષ્ણચન્દ્ર કુરુક્ષેત્રે ગયા ને કુરુક્ષેત્રમાં ભારત ભાગ્યવિધાતા થયા. દુર્યોધનના સિંહાસને ધર્મરાજાને સ્થાપ્યા. યુગપલટો કીધો.

ગુરુઘેર વનમાં લાકડાં ફાડતા, હસ્તિનાપુરે કૌરવમહેમાની ત્યાગી ભાવે વિદૂરજીની ભાજી જમતા, ઋષિવરના લત્તાપ્રહાર હૈયામાં ઝીલતા, આગમદર્શન કરી અઘોર હાથે જાદવકુળને સમેટી લેતા, ગોમતીસંગમના સાગરલોઢમાં ને રેવતાચળનાં શિખરાગ્રોમાં–પયધમ્અરની પેઠે–વારાફરતી ભમતા, સિંહોમાં સિંહરાજ ને ફૂલડાંમાં ફૂલપાંખડી સમા કૃષ્ણચન્દ્ર જગત્ ઇતિહાસે અદ્વિતીય માનવમૂર્તિ છે.







ગુજરાત ! એ ત્હારો પરમ ગુજરાતી.

'અને ત્રણ ત્રણ ગુણગૌરવી મહાકાવ્યોએ–મહાભારત, ભાગવત, ને હરિવંશે ઉદ્દગાયેલો મહાભારતનો કાવ્યનાયક શ્રી કૃષ્ણચન્દ્ર–પણ બસ. આ પ્રસ્તાવના છે, કૃષ્ણચરિત્રનો ગ્રન્થ નથી. એનો નામોચ્ચાર એ જ એની ગુણગાથા.

'વયનાં ૧૧ વર્ષ એણે ગોકુળવૃન્દાવનમાં ગાળ્યાં. એ દસકો તે ભાગવત દશમસ્કન્ધનો, વૈષ્ણવી બાળસ્વરૂપપૂજાનો, યશોદા મૈયાનો, ગોપીઓનો; નરસિંહ, મીરાં, દયારામ, સુરદાસ, ગૌરાંગ, જયદેવનો; પ્રેમલક્ષણા ભક્તિરસનો. પછી ૨૪ની વયે જમનાતટ ત્યાગી શ્રી કૃષ્ણચન્દ્રે સાગરવાસ કીધો, દ્વારિકાની સાગરનગરી વસાવી, ને દ્વારિકાધીશ થયા; ને સૈકો ગુજરાતે વસી ૧૧૯–૧૨૫ની વયે પુનઃ ગોલોકવાસી થયા. એ સૈકો તે મહાભારતનો, હસ્તિનાપુરનો, ભીષ્મનો, પાર્થનો, કુરુક્ષેત્રનો, ભગવદ્દગીતાનો, વિરાટદર્શનનો. પછી ભારત, ભાગવત, ને હરિવંશ–ત્રણ મહાકાવ્યોમાં એ ગવાયો.' (શ્રીમદ્દ ભગવદ્દગીતામાંનું કાવ્યદર્શન.)

કુરુક્ષેત્રની અઢાર અક્ષૌહિણીની શસ્ત્રસજ્જતા વચ્ચે શ્રી કૃષ્ણ એક નિઃશસ્ત્રી ઉભા હતા કેમ? શસ્ત્રરમણા એમને ગમતી ન્હોતી કે આવડતી ન્હોતી? આયુષ્યભરમાં શ્રી કૃષ્ણે અનેક શસ્ત્રખેલ ખેલ્યા હતા. ઇન્દ્રનું વજ્ર, વિષ્ણુનું સારંગ, શંકરનું







પિનાક, પાર્થનું ગાંડીવ, ભીમની ગદા; તેમ શ્રી કૃષ્ણનું આયુધવિશેષ હતું સુદર્શન ચક્ર. સૂર્યમંડળ સમું સુદર્શન તેજજ્વાલાવન્તું હતું, અસીધારા સમી સુદર્શનની પરિધિધારા હતી. તો ભારતના મહાસંગ્રામકાળે શ્રી કૃષ્ણ નિઃશસ્ત્રે ઉભા હતા કેમ ?

કુરુક્ષેત્રનાં આગમ નિરખી જે કારણે બળરામ તીર્થયાત્રાએ ગયા એ કારણે શ્રી કૃષ્ણ કુરુમંડળમાં નિઃશસ્ત્રી થયા. પાર્થ ને દુર્યોધન બન્ને ય જાદવકુળના સગાઓ; અને યાદવસહાયતા અર્થે બન્ને ય દ્વારિકા આવ્યા. કોની વ્હારે ચ્હડવું એ ધર્મસંકટ ઉભું થયું. કૃષ્ણચન્દ્રે બે પલ્લાં ભર્યાં: એકમાં શસ્ત્રસજ્જ સકલ યદુ સેના મૂકી ને બીજામાં નિઃશસ્ત્રી એકલપંડે પોતે. નિજ સખા અને સુહૃદને નહિ, શ્રી કૃષ્ણની નિષ્પક્ષપાતતાએ પસંદગી સોંપી કૌરવરાજને. કૌરવરાજે સ્વભાવાનુસારિણી સેનાવરણી કીધી. કુરુમંડળમાં શ્રી કૃષ્ણ તેથી નિઃશસ્ત્રાં.

અને શ્રી કૃષ્ણ શસ્ત્ર કરતાં ચક્રવર્તી ગણતા મન્ત્રને; કર્મ કરતાં કર્મપ્રેરણાને અધિકી માનતા; આયુધ કરતાં વ્યૂહને, શસ્ત્ર કરતાં શાસ્ત્રને મહાન ગણાતા; એટલે કુરુક્ષેત્રમાં કૃષ્ણ મહારથી નહિ, સારથી થયા. અર્જુનના ગાંડીવ કરતાં યે કૃષ્ણચન્દ્રની ગાંડીવપ્રેરણાએ કુરુક્ષેત્ર જીત્યું હતું. કુરુરણમંડળમાં ગાયેલી શ્રીમદ્ ભગવદ્-ગીતા છે કૃષ્ણચન્દ્રનો પરમ મન્ત્રોચ્ચાર.







અને સુવર્ણદ્વારિકાવાસી મહાવૈભવી કૃષ્ણદેવ યોગેશ્વર હતા, ત્યાગજ્યોત હતા. દ્વારિકામાં પોતે રાજમુગટ પ્હેર્યો ન્હોતો, રાજમુગટની પ્રેરણામૂર્તિ હતા. કુરુક્ષેત્રમાં પણ શ્રી કૃષ્ણે સેનાસ્વામીનો સંગ્રામઅભિષેક અંગિકાર્યો નથી, સેનાસ્વામીની મન્ત્રણામૂર્તિ થયા હતા. યોધસ્વામીને કે કાવ્યસ્વામીને પરબ્રહ્મ પ્રેરણા પાય છે, મન્ત્ર ફૂંકે છે; અને સવ્યસાચીને કહે છે કે

निमित्तमात्रं भव, सव्यसाचि !

નિમિત્ત થા માત્ર તું, સવ્યસાચી !

વિશ્વમંડળે સકલ નિમિત્તસમુદાયોની પ્રેરણા છે પરબ્રહ્મ.

દ્વારિકામાં ને કુરુક્ષેત્રમાં કૃષ્ણચન્દ્ર પ્રેરણામૂર્તિ હતા.

પાંડવકૌરવો પિતામહને નમતા, ભીષ્મ પિતામહ કૃષ્ણચન્દ્રને પ્રણમતા. ભારતરાજમંડળે ત્યહારે જગતની એ પ્રેરણામૂર્તિની અગ્રપૂજા થતી.

કુરુક્ષેત્રની એ પ્રેરણામૂર્તિનું આ મહાકાવ્ય.

શસ્ત્રધારીઓમાં નિઃશસ્ત્રી, કર્મચારીઓ વચ્ચે નિષ્કામની ઘોષણા ગજાવણહારા, મહાવૈભવોમાં નિવસતા યોગેશ્વર—જાણે બીજા જનક વિદેહીઃ એવા હતા શ્રી કૃષ્ણચન્દ્ર. સુદામાના મિત્ર, પાર્થની પ્રેરણા, રાજસભાઓની મન્ત્રણા, પિતામહના પૂજ્ય, રાજમુગટધારી







ન છતાં રાજમુગટધારીઓના કિરીટાગ્રઃ શ્રી કૃષ્ણ બીજા ભારત ઈતિહાસે નથી, જગતઈતિહાસે નથી, તો ગુર્જરઈતિહાસે અન્ય ક્યહાંથી હોય ?

દુનિયાં દેવોની છે, ને દેવો દુનિયાંના છે. કુરુક્ષેત્ર શ્રી કૃષ્ણનું છે, ને શ્રી કૃષ્ણ કુરુક્ષેત્રના છે.

આ વીરગાથામાં ગુજરાત ! મ્હેં તો આપણા પરમ ગુજ-રાતીને ગાયો છે.

મહાભારતનો મુગટ છે શ્રીમદ્ ભગવદ્ગીતા; ગીતામાંના મુગટમણિ છે શ્રી કૃષ્ણચન્દ્ર.







## ૨૧, વીરગાથા, ઈતિહાસ, કે શાસ્ત્ર?

**મહાભારત એટલે સંસારદર્શન અને કાળદર્શન.**

કેટલાંક કાવ્યો નાટકો નવલકથાઓ સંસારમન્થનપ્રધાન હોય છે; કેટલાંક ઈતિહાસમન્થનપ્રધાન હોય છે; થોડાંક ફિલસુફી ને ધર્મમન્થનપ્રધાન હોય છે. મહાભારતના વિરાટકાવ્યમાં સંસારમન્થન છે, ઈતિહાસમન્થન છે, ફિલસુફીમન્થન છે, ધર્મમન્થન છે; પણ પ્રધાનતઃ મહાભારતમાં યુગદર્શન છે. મહાભારત ઇતિહાસ કહેવાય છે ને શાસ્ત્ર પ્રમાણાય છે. રામાયણ અને મહાભારતમાં—આર્યાવર્તના Epicsમાં, સૂર્યમંડળ ઉપર આભ વિસ્તરે છે એવી, આર્ય મહાપ્રજાની સાત્ત્વિકતા સર્વગામી છે. દાંતેની Divine Comedy, મિલ્ટનનું Paradise Lost, અને આપણું શ્રીમદ્ ભાગવત સાત્ત્વિકતાપ્રધાન છે; પણ તે તો હેમનાં સાત્ત્વિક વસ્તુવાર્તાઓને કારણે. ભારતનાં Epics મહાસંહારક રણસંગ્રામનાં છે, છતાં ધર્મશાસ્ત્ર સમાં સાત્ત્વિકતાપ્રધાન છે એ તો એમનામાં ઉતરેલો છે આર્ય મહાપ્રજાનો ગુણમહિમા ને ગોત્રવારસો. મહાભારતનો મહાસાગરવિશાળો અક્ષરપગથાર, એની આભઉંડેરી અગાધતા, એની પ્રલંબપડછન્દાળી ચરણાવલિઓ, એની સર્વતોમુખ વિશ્વવિરાટતા, બીજો ભાસ્કર ઉગશે કે બીજું નભોમંડળ પૃથ્વીને આચ્છાદશે ત્હારે, માનવજગતે ફરી વળી પ્રગટશે ને પ્રકાશશે. માનવઈતિહાસનાં છેલ્લાં પાંચ હજાર વર્ષમાં તો પૃથ્વીએ બીજું મહાભારત દીઠું નથી.







ઈતિહાસયશસ્વી બાદશાહ અકબરશાહે મહાભારતનું ફારસી ભાષાન્તર કરાવ્યું હતું. અને શાહઝાદા મુરાદને મધ્ય-હિન્દના સૂબાગિરિએ બુરહાનપુર પાઠવ્યો ત્યહારે એ મહાનુભાવ શાહાનશાહે શાહઝાદાને બાદશાહી પરમ ભેટ તરીકે મહાભારતનું એ ફારસી ભાષાન્તર આપ્યું હતું.

મહાભારત એટલે માનવવંશની પચ્ચાસ સદીઓનું સર્વતોભદ્ર વિરાટકાવ્ય.

મહાભારત અગાધ છે.







# ૨૨, મહાભારતના નાયક કોણ ?

કાવ્યમીમાંસાનો એક પ્રધાન પ્રશ્ન હજી વિચારવાનો–નિર્ધારવાનો રહે છે કે મહાભારતના વિરાટકાવ્યના નાયક કોણ? આ કાવ્યમહાસાગરના અધિદેવ કિયા? પ્રાકૃત પુરુષ તરત ઉચ્ચરશે કે મહાભારતનો નાયક છે કુરુક્ષેત્રટંકારકારી મહારથી અર્જુન. કોઇક ધર્મવૃત્તિના માનવીઓ યુધ્ધ્યાન્તે સિંહાસનારૂઢ થયેલા શકપ્રવર્તક ધર્મરાજા યુધિષ્ઠિરને મહાભારતના કાવ્ય નાયક કહેશે. એથી વિશાળદષ્ટા કહેશે કે મહાભારતના નાયક છે કુરુક્ષેત્રવિજેતા પાંડવપંચાયતન. સમગ્ર કાવ્યક્ષિતિજ-મંડળમાં સંચરતી દૃષ્ટિવન્તાંઓ કોક કહેશે કે દ્વયપક્ષપ્રતાપી પાંડવકૌરવો છે મહાભારતના નાયકમંડળ. સવા શતાબ્દીના રણસંગ્રામોના ખેલન્દા, સકલ યોધશિખરોના ગૌરીશિખર સમા શિરછત્ર, સમસ્ત કુરુમંડળના પૂજ્ય, રાજત્યાગી–લગ્નત્યાગી, જંગજોગન્દર, નૈષ્ઠિક બ્રહ્મચારી, સંગ્રામમૂર્તિ, યુગાવતાર સમા ભીષ્મ પિતામહને કોક જવલ્લો મહાભારતના નાયક ભાખશે. આ સહુ ઉત્તરોમાં ભાગત્યાગ ન્યાયે સત્યાંશો છે; અને ત્હો પણ એ સૌ ઉપરછલ્લા, ને તેથી અધૂરા, કાવ્યઉત્તરો છે. પાંડવ-કૌરવો સ્વયં, અને કુરુસંગ્રામમાં સંમળેલા યોધ્ધુકામાન્ અઢાર અક્ષૌહિણી યોધરાજો, તો હતા મહાભારતની કાળશેતરંજનાં મ્હોરાંઓ. એ કાળશેતરંજનો રમનારો તો હતો ન્યારો, નિરાળો, ને અઢાર અક્ષૌહિણીની શસ્ત્રસજ્જતાની વચ્ચેનો નિઃશસ્ત્રી.







કૃષ્ણચન્દ્ર હતા કુરુમંડળના ભાગ્યવિધાતા. એ મહારથી ન્હોતો; મહારથીનો એ સારથી હતો. એ પરાક્રમમૂર્તિ ન્હોતો; પરાક્રમની એ પ્રેરણામૂર્તિ હતો. કોઇ પણ મહાકાવ્યના અધિદેવ એમાંની શ્લોકચરણાવલિ છે? કે શ્લોકરણાવલિમાંના શબ્દમણિઓ છે? કે એ શબ્દમણિઓમાંનાં અક્ષરકિરણો છે? કે એ શ્લોકો શબ્દો અક્ષરોના ભીતરમાં પ્રતિષ્ઠિત, પ્રવર્તતી, ને ઝબકતી પ્રેરણા? કોઈ યે મહાકાવ્યના સમસ્ત કાવ્યદેશે ચક્રવર્તી છે એમાંની અન્તર્યામી કાવ્યપ્રેરણા. કાવ્યશ્લોકોને કાવ્યશબ્દોને કાવ્યઅક્ષરોને, સૂત્રધારવત્, અન્તર્યામી કાવ્યપ્રેરણા જેમ રમાડેનચાવે છે, તેમ મહાભારતની મહાશેતરંજનાં સકલ મ્હોરાંઓને રમાડનારભમાવનાર છે અન્તર્યામી શ્રી કૃષ્ણદેવ. કૃષ્ણદેવ છે કુરુક્ષેત્રના રણમંમંડળના સંગ્રામવિધાતા. ગીતાજી કહે છે કે

भ्रामयन् सर्वभूतानि यन्त्रारुढानि मायया:

સ્વમાયાથી ભમાવે છે સૌ યન્ત્રારૂઢ ભૂતને.

કુરુક્ષેત્રનાં માનવમ્હોરાંઓની પ્રાણપ્રેરણા, મહાભારતના વિરાટકાવ્યના કાવ્યનાયક, સંગ્રામવિજયના અધિદેવ છે શ્રી કૃષ્ણચન્દ્ર. હજારો વર્ષથી ભારતીય મહાપ્રજા બોલે છે કે મહાભારતનો સારોદ્ધાર છે શ્રીમદ્ ભગવદ્‌ગીતા; અને શ્રીમદ્ ભગવદ્ ગીતાનો સારોદ્ધાર છે એકાદશમા અધ્યાયમાંનું વિરાટદર્શન. વિશ્વમંડળ સંભરતા વિરાટદર્શન સમીપે સમસ્ત મહાભારતનો







મહાસાગર તો શું પણ સમસ્ત માનવમહેરામણ છીલ્લર સમો ભાસે. શ્રી કૃષ્ણદેવ કરતાં યે શ્રી કૃષ્ણદેવનું વિરાટસ્વરૂપ છે મહાભારતના અધિદેવ.

અદ્‌ભુતદર્શનવિસ્મિત પાર્થે વિરાટપુરુષને પૂછ્યું કે આપ છો કોણ? ને આપની શી છે મહાપ્રવૃત્તિ? કુરુક્ષેત્રવિજેતા પાર્થને ત્રિલોકગાજન્તા એક જ ચરણમાં વિરાટપુરૂષે ત્હારે ઉત્તર દીધો કે

कालोऽस्मि, लोकक्षयकृतप्रवृद्धः;

હું કાળ, લોકક્ષતિ કાજ વાધ્યો.

વિરાટપુરૂષ બોલ્યા કે એ મ્હારૂં મહાનામ, એ મ્હારો મહાધર્મ.

ભારતવર્ષના નાભિસ્થાને ઉજ્જયિનીમાં મહાકાળેશ્વર વિરામાન છે એમ મહાભારતના નાભિસ્થાનમાં પણ મહાકાળેશ્વર વિરાજે છેઃ ભીષણરૂપ ને ભવભયંકાર. ઉજ્જયિનીના છે એ જ છે મહાભારતના અધિદેવ.

મહાભારતના વિરાટકાવ્યની કાવ્યમીમાંસા કહે છે કે મહાભારતના અધિદેવ છે શ્રી કૃષ્ણચન્દ્ર; અને ત્હેમાં ય તે શ્રી કૃષ્ણચન્દ્રનું વિરાટસ્વરૂપ; અને ત્હેમાં ય તે कालोऽस्मिનો ત્રિલોકટંકાર.







કુરુક્ષેત્રના ને મહાભારતના ચક્રવર્તી નાયક છે કાળબ્રહ્મ.

મહાભારત કાવ્ય છે વિરાટ,ને કાવ્યનો આત્મા યે છે વિરાટ. મહાભારત છે વિશ્વવિરાટની મહારમણા.







# ૨૩, ગીતાજીમાંનું પેલું ધ્રુવપદ

શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં શ્રી કૃષ્ણચન્દ્ર એક પદ વારંવાર ઉચ્ચારે છે કે तस्मात युद्धयस्व, भारत! અધ્યાયે અધ્યાયે જાણે બોલાતું એ છે ગીતાજીનું ધ્રુવપદ. એ મન્ત્રસ્થાપનાર્થે–એનાં પ્રતિષ્ઠાઉત્થાનને કારણપ્રસંગે તો ગીતા ગવાઈ. એ ધ્રુવપદનો યોધવિશાળો માત્ર નહિ, માનવવિશાળો અર્થ શો? સંસારીઓના નિત્યસંસારવ્યવહારમાં એ ગીતામન્ત્રનો ઉદ્‌બોધ કેવોક? ડગલે ને પગલે સૌએ કાંઇ ખડ્ગ ખેંચવાનાં નથી કે શર ચ્હડાવવાનાં નથી. તો ડગલે ને પગલે ભગવાને ઉદ્‌ઘોષણા કેમ કીધી કે तस्मात् युद्धयस्व, भारत! સંસારીઓના નિત્યસંસારે એ ધ્રુવપદનો સારભાગ કિયો?

મહાભારતમાંના એ પ્રાચીન ધ્રુવપદનો અર્થસ્ફોટ અમેરિકાની અર્વાચીનતાને આરેથી ગઈ સદીમાં થયેલો છે. અમેરિકાના કવિવરે શ્રીમદ્ ભગવદ્‌ગીતાના એ પદના ભાષ્યરૂપ જાણે કાવ્ય રચેલું છે. Psalm of Life–જીવનસ્તોત્ર નામનું સ્થિતપ્રજ્ઞતાનું કાવ્ય અમેરિકાના આરે ત્ય્હાંના કવિવર લોંગફેલોએ ઉદ્‌ગાયેલું છે. અને એ જીવનસ્તોત્રના કાવ્યમાં એક પદ છે કે

Be a hero in the strife: સંગ્રામકાળે વીર થા.

નવીન દુનિયાને આરે ગવાયેલા એ કાવ્યપદનો અર્થમર્મ છે એ જ છે અર્થમર્મ કુરુક્ષેત્ર મધ્યે ગવાયેલા ગીતાજીના




ધ્રુવપદનો. કૃષ્ણઘોષણા છે કે तस्मात युद्धयस्व, भारत! પાંચ હજાર વર્ષ પછી લોંગફેલો ઉદ્‌બોધે છે કે સંગ્રામકાળે વીર થા.

અને ધીર ને વીર છે સત્યની ઢાલનાં બે પાસાં. શ્રી કૃષ્ણ ધીર હતા, પાર્થ વીર હતો. અને यत्र योगेश्वरः कृष्णः, यत्र पार्थो धनुर्धर, ત્યહાં નીતિ લક્ષ્મી જય ને વિભૂતિ સદા વસે છે.

ધીર ને વીર છે જયની બે પાંખો.

## ૨૪, ક્‌હારેકે જગત કુરુક્ષેત્ર મટશે ખરૂં ?

છે ત્‍હેવું જગત કુરુક્ષેત્ર જ રહેશે ? કે ક્‌હારેકે જગતના કુરુક્ષેત્રનું નન્દનવન સરજાશે ખરૂં ? હજારો વર્ષ જૂનો માનવવંશનો એ મહાપ્રશ્ન છે. વેદકાળથી આર્યપ્રજા શાન્તિપાઠ ઉદ્દગાતી આવી છે, અને આજે યે શાન્તિપાઠ યજ્ઞયાગના સમારંભોમાં ઉચ્ચારાય છે. છતાં વિશ્વશાન્તિ કાલે હતી તેટલી જ આજે આઘી છે, ને એ ઇતિહાસપ્રશ્ન સદાની પેઠે આજે યે જગત સમક્ષ ખડો છે. મહાભારતકારે એ કાળપ્રશ્નનો ઉત્તર ઉચ્ચારેલો છે. પાંડવપાઠવ્યા શ્રી કૃષ્ણચન્દ્ર હસ્તિનાપુરે કૌરવરાજસભામાં રાજવિષ્ટિએ પધાર્યા. ભીષ્મ અને દ્રોણ સમા ડહાપણના દરિયાવ ત્‍હારે કૌરવરાજસભામાં વિરાજમાન હતા. કૃષ્ણચન્દ્ર સ્વયં વિષ્ટિદૂત હતા. છતાં કુરુમંડલનો મહાસંહાર અવરોધ્યો અવરોધાયો ન હતો. ભગવાન જેને આવતું અવરોધી શક્યા નહિ એને માનવીનું મગતરૂં શું અવરોધવાનું હતું ? દુનિયામાં દૈવી ને આસુરી બે સંપત્તિઓ છે. માનવી દેવપુત્ર પણ છે, પશુપુત્ર પણ છે. અન્યાય આક્રમણ પરલોલુપતા પૃથ્વીપગથારેથી ધોવાશે ત્‍હારે રણસંગ્રામો પૃથ્વીપગથારેથી ધોવાશે. પશુતાના અંશઅવશેષો જ્‍હાં સૂધી માનવીના માનસદેશમાં વસે છે ત્‍હાં સૂધી પાવશખેલ ખેલે જ ને ? માનવીમાંથી પશુતા જશે ત્‍હારે જગતમાંથી કુરુક્ષેત્ર જશે.




# ૨૫, મહાભારતનો સનાતન સન્દેશ

ત્ય્હારે મહાભારતનો સનાતન સન્દેશ શો ?

નમીને નારાયણને, નમી નર નરોત્તમ,
નમી સરસ્વતી દેવી, પછી વિસ્તારવો જય.

સહૃદય વાચકને સ્હેજે જ પ્રશ્ન ઉદ્ભવે કે વ્યાસ ભગવાનના એ આદિ શ્લોકમાં કોનો જય ઉદ્ગવાયેલો છે ? ગાંડીવધન્વાનો એ જય છે ? કે પાંડવગોત્રનો છે એ જય ? મહાભારતકારે એકલો સંગ્રામજય જ ગાયો હોત તો, ઈલિયડના જેવી, મહાભારતની પણ શસ્ત્રવાર્તા જ રહી હોત. પણ એમ નથી થયું, અને પચ્ચાસ સદીઓથી શસ્ત્રવાર્તા મટી મહાભારત શાસ્ત્રવાર્તાના પદને પામ્યું છે. એનું કારણ શું ?

યુગસંકેલતી આ વીરગાથામાં મહાભારતકારને માત્ર આયુધકથા કહેવી ન્હોતી; કાળબ્રહ્મની મહાગાથા ગાવી હતી, ત્રિકાળનું પરમ સત્ય જગતને સંભળાવવું હતું. અઢાર મહાતિથિઓનો અને અઢાર અક્ષૌહિણીનો મહાભારતકારે સંહાર ગાયો છે, તેમ શ્રીમદ્ ભગવદ્ગીતા ને શાન્તિપર્વ પણ એ વીરગાથામાં ગૂંથેલાં છે. શાન્તિપર્વ સમેટતાં મહાભારતકારે ભીષ્મ પિતામહને મુખે ઉચ્ચારાવ્યું છે કે આ વિરાટકાવ્યમાં ઉદ્ગાયેલો જય માત્ર ગાંડીવનો કે ગાંડીવધન્વાનો જય નથી, આયુધમંડળ કે યોધ-







મંડળનો કેવળ જય નથી. કુરુક્ષેત્ર ધર્મક્ષેત્ર છે, અને કુરુક્ષેત્રનો જય તે ધર્મનો જય છે. શાન્તિપર્વ સંકેલતાં પિતામહ કહે છે કે

यत्र कृष्णस्ततो धर्मः, यतो धर्मस्ततो जयः:

જ્યંહાં કૃષ્ણ, ત્યંહાં ધર્મ, જ્યંહાં ધર્મ, ત્યંહાં જય.

એ શ્લોક છે મહાભારતના વિરાટકાવ્યનો પ્રાણમન્ત્ર ને પ્રણવમન્ત્ર. એ શ્લોકોચ્ચારથી ને એ મન્ત્રઘોષણાથી મહાભારતકાર નિજ વીરગાથાની શાસ્ત્રગાથા સરજે છે, સંહારકથાની ધર્મકથા કરે છે, પૃથ્વીના સ્થૂલપાટલેથી ઉપાડી પૃથ્વીપરના ગહનતાને પાટલે–વિધાતાના દેવપાટલે વિરાટકાવ્યને પધરાવે છે. મહાભારતની વીરગાથા પેલી વિશ્વવિખ્યાત વેદગાયેલી ધર્મઋચાને પુનઃસંસ્થાપે છે કે

सत्यमेव जयते, नाऽनृतम्:

સત્ય જ જીતે છે, ના–નહી અસત્ય.

મહાભારતને આમ મહાભારતકાર વેદસંહિતાની સંગાથે ધર્મસિંહાસને સ્થાપે છે. વિરાટકાવ્યમાંની આ ચક્રવર્તી મહાભાવના છે; અને એ પૃથ્વીપર મહાભાવનાને કારણે મહાભારત સંગ્રામકાવ્યની વીરગાથા માત્ર મટીને ધર્મશાસ્ત્ર બન્યું છે. પાંચેક હજાર વર્ષોથી કરોડોની માનવજનતાએ મહાભારતને એ ભાવે વન્દ્યુંવધાવ્યું છે.







મહાભારતકારે ગાયેલો જય શ્રી કૃષ્ણનો જય છે, ધર્મનો જય છે.

यतो धर्मस्ततोजयः એ છે મહાભારતના વિરાટકાવ્યનો સનાતન સન્દેશ.







## ૨૬, છેલ્લો બોલ

An Epic is a Hymn of History; a psalm of great deeds, dared and done: એપિક એટલે ઇતિહાસસ્તોત્ર; સંકલ્પેલીનિર્ધારેલી ને જયધ્વજચ્હડાવેલી મહા પ્રવૃત્તિઓની વીરગાથા.

માનવી ! જીંદગી એ ગીત નથી. ન્હાનું કે મ્હોટું, પ્રત્યેક માનવજીવન એક મહાકાવ્ય છેઃ Life is not a song. Great or small, every man's life is an Epic.

માનવી ! જીવનસંગ્રામમાં મહાવીર થજે,

કુરુક્ષેત્ર એટલે કાળરમણા.

ન્હાનાલાલ દલપતરામ કવિ

   


